આંતરભારતી પુસ્તકમાળા

# ઊધઈ

શીર્ષેન્દુ મુખોપાધ્યાય

અનુવાદક

રમણીક મેઘાણી



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા નવી દિલ્હી

1975 (શક 1896)



**રૂપિયા 5.50**

વિતરક
**વોરા એન્ડ કંપની**
ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ,
અમદાવાદ–380001

Original Title : GHUNPOKA (Bengali)
Gujarati Translation : UDHAI

**પ્રકાશક : ડાયરેક્ટર, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા, એ–5, ગ્રીનપાર્ક, નવી દિલ્હી–110016**
**મુદ્રક : શાંતિલાલ હરજીવન શાહ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–380 014**

# ભૂમિકા

જોકે પ્યારીચાંદ મિત્રકૃત 'આલાલેર ઘરે દુલાલ' 1858માં પ્રગટ થયેલી નવલકથા બંગસાહિત્યની સૌ પ્રથમ નવલકથા છે, છતાં કહેવું જોઈએ કે આપણા સૌ પ્રથમ અગ્રણી નવલકથાકાર બંકિમચંદ્ર હતા. સિપાહીઓના બળવા પછી થોડાંક વર્ષ એમણે નવલકથા-લેખનનો પ્રારંભ કર્યો. એ દરમિયાન આપણા ભારતવર્ષ ઉપર મહારાણી વિક્ટોરિયાનું સામ્રાજ્ય સારી પેઠે જામી ગયું હતું. એક તરફ મધ્યમવર્ગે માગેલી આત્મપ્રતિષ્ઠા એને મળી ચૂકી હતી. બંકિમચંદ્ર બંગાળના એ વિક્ટોરિયન યુગના એક અનન્ય અસાધારણ મહાપુરુષ હતા. એ સમયની એક આ આધુનિક વ્યક્તિએ બંગાળના અન્ય વિક્ટોરિયનોની જેમ જ સૌ પ્રથમ પોતાના વર્ગ સેગરેગી પ્રતિષ્ઠા ઉપર જ પ્રસ્થાપિત થવા ઇચ્છા રાખી હતી. પરંતુ જેનું રક્ષણ કરવાનું તેનું મૂલ્ય, અને જે કિંમત ચૂકવીને એનું રક્ષણ કરવાનું હતું તેનું પ્રમાણ, એ બંનેનો વિચાર કરતાં એમની કૃતિઓમાં અનેક ત્રુટિઓ રહી ગઈ છે. છતાં એટલું તો નિર્વિવાદપણે કહી શકાય કે તેઓ જ સૌ પ્રથમ એવા ભારતીય નવલકથાકાર હતા જે આ વાત બરાબર સમજ્યા હતા કે ભાવિ કોઈનું ધાર્યું ખળાય એમ ન હોવા છતાંયે વ્યક્તિ-સ્વાતંત્ર્યને ક્યારેય કોઈ પણ પ્રકારે આંચ ન જ આવવી જોઈએ.

ઉદાહરણ તરીકે તેમની 1875માં સર્જાયેલી કૃતિ 'ચંદ્રશેખર'ના પ્રતાપને કે 1882માં રચાયેલ 'રાજસિંહ'ના નાયક મુબારકને જોઈએ. ખરું છે કે વ્યક્તિ અને એના અવશ્યમ્ભાવિનો પરસ્પરનો પ્રતિભાવ સ્પષ્ટપણે દાખવવા એમણે બહુધા ઇતિહાસનો આશરો લીધો છે. પરંતુ એમણે સરજેલી સામાજિક નવલકથાઓમાં પણ ઇતિહાસ આધારિત રોમાંચક નવલકથાઓની જેમ જ વ્યક્તિ અને એના અવશ્યમ્ભાવિનો આ સંબંધ-સંઘર્ષ બરાબર ઉઠાવ પામ્યો છે. ઘણે સ્થળે એ એક જ ઢબે દર્શાવવામાં આવ્યો છે. 'કપાલકુન્ડલા' અને 'દુર્ગેશ-નન્દિની' ક્રમશઃ ભાવિના રોમાંચની અને સમકાલીનતાને આધારે જીવન જીવતા નલેનની કથા છે. એમાં ભાવિનાં એંધાણ પ્રથમથી આપવામાં આવે છે, પરંતુ

અનિવાર્ય એવા એ ભાવિની સામે એ કોઈએ પોતાના એક અંશને પણ — પોતાના વ્યક્તિત્વના એક અંશને પણ—છેલ્લે સુધી ઝાંખો પડવા દીધો નથી. એટલે સુધી કે એ અવશ્યમ્ભાવિને બંકિમચંદ્રે તત્કાલીન વ્યક્તિઓના અસ્તિત્વની જટિલતાને આધારે એકાદ-બે વાર સાકાર પણ કરી આપી હતી. 'વિષવૃક્ષ'નો દેવેન્દ્રનાથ અંશતઃ અને 'રજની' નવલકથા (1877)નો અમરનાથ મુખ્યત્વે અસ્તિત્વની અકળામણી અનર્થકતાની મોઢામોઢ આવી જાય છે, એને અંગ્રેજી સંસ્થાનવાદની જરૂરિયાતે ઉદ્ભવેલ મધ્યમવર્ગની નાડીમાં — નસેનસમાં વહેતી અકૃતાર્થતાની અસર નિશંકપણે કહી શકાય. કેટલાયે સમય પહેલાંની, અમરનાથની આ આત્મલક્ષી ઉક્તિ—'મારી કામ્ય વસ્તુઓનો અભાવ જ મારા દુઃખનું કારણ છે' — આજે પણ એવી ને એવી જ સાચી જણાય છે.

## 2

પરંતુ વ્યક્તિત્વના વિકાસની વાતને સૌ પ્રથમ સમજનાર તો રવીન્દ્રનાથ જ હતા. એ કારણે આ વાત પણ તેઓ જ સૌ પ્રથમ સમજ્યા હતા કે બંગાળની આ સ્થાયિત્વની ભાવના પાછળ અસત્ય ક્યાં છુપાયેલું છે તે તેઓ જ સૌ પ્રથમ નીડરપણે કહી શક્યા હતા. 1905માં પ્રગટ થયેલ એમની 'આત્મશક્તિ' નિબંધમાળામાં એમણે લખ્યું છે કે અંગ્રેજોના કાયદાના જોરે આપણા સમાજને જડ બંધારણમાં બાંધવા ઇચ્છવું એ જબરી ભૂલ છે, એમાં ભારતીય સમાજની નિર્બળતા જે રીતે પ્રગટ થાય છે તે જ રીતે એક બીજી અસંગતતા પણ નજરે પડે છે અને તે સમાજના એક મોટા સમુદાય અને મધ્યમવર્ગ વચ્ચેનો વર્ગભેદ.

રવીન્દ્રનાથની ઉત્તમ નવલકથાઓમાં મુખ્યત્વે વ્યક્તિ ઉપર આવતી વિપત્તિઓ અને એ વિપત્તિઓમાંથી ઊગરવાના એના સંઘર્ષોનું આલેખન થયું છે. જેમાં હકીકતમાં બંગાળી મધ્યમવર્ગનું જ અસ્તિત્વ ટકાવી રાખવા માટેના વિવિધ પ્રકારના જીવનસંગ્રામનું દર્શન છે.

બંકિમચંદ્રે એમનાં પાત્રોના વ્યક્તિત્વના ભાવિને જાણ્યું હતું, તેથી જ એમની નવલકથાઓમાં નાટ્યાત્મક પ્રયોગો દેખા દે છે. એમની નવલકથાઓનાં પ્રકરણોમાં નાટકની જેમ દૃશ્યો ઉપસાવવામાં આવ્યાં છે, અને એમાં એ નિપુણ હતા. પરંતુ રવીન્દ્રનાથની નવલકથાની કસોટી હતી એમના પાત્રના અસ્તિત્વની વેદનાની

રહસ્યમયતાનું સમગ્રપણે નિદર્શન. બંકિમચંદ્રની નવલકથાઓમાં પ્રસંગના સંઘર્ષના આલેખન દ્વારા પાત્રાલેખન ઘણું આકર્ષક બની જાય છે. રવીન્દ્રનાથની નવલ-કથાઓમાં પાત્રના વ્યક્તિત્વના પ્રભાવથી સમગ્ર કથામાં વિદ્યુતનું ખેંચાણ અનુભવાય છે. એના મુખ્ય પાત્રના પાત્રાલેખનમાં ઘટનાને મર્મ સાંપડે છે. તેથી રવીન્દ્રનાથે પ્રચલિત નાટ્યરીતિનો રજમાત્ર આશરો લીધો નથી. બંકિમચંદ્રનાં પાત્રોનો વિકાસ પૂર્ણ થાય છે અનુભવની પૂર્ણાહુતિ સાથે. અને એમની નવલકથાઓ ગૂઢ નવલ-કથાઓ એટલે કે Closed Novel છે. જ્યારે રવીન્દ્રનાથની નવલકથામાં વાર્તા પાત્રોનાં સમગ્ર વ્યક્તિત્વનો વિષય હોઈ અનુભવની સાથે જ પૂરી થતી નથી. નવલકથા ત્યાં વિશદ નવલકથા અર્થાત્ Open Novel બને છે. એકદમ આખરી અંજામની વાત તો કોણ ભાખી શકે? વ્યક્તિત્વની ચિરંતનતા જ એમનો વિષય હતો તેથી તેમનાં પાત્રો ક્યારેય એક જ બીબામાં ઢાળેલાં જણાતાં નથી. 'ચોખેર બાલિ' (1903)નો મહેન્દ્ર અને 'જોગાજોગ' (1921)નો મધુસૂદન — બન્ને મધ્યમવર્ગસુલભ અધિકારવૃત્તિનો પરિચય આપે છે. છતાં એ બંને વચ્ચે પણ કેટલું અંતર છે? એક મધ્યમવર્ગી માતાને ખોળે ઊછરેલો મજૂરનો દીકરો, માનસિક રીતે 'પેટી બુર્ઝવા' અને બીજો બ્રિટિશ છત્રછાયા નીચે મોટો થયેલો મુત્સદ્દી ધનિક. વ્યક્તિની વિચ્છિન્નતાની વેદના 'ગોરા' (1910) નવલકથાના નાયકના પાત્રા-લેખનમાં જે રીતે વર્ણવાઈ છે, જે રીતે ઊપસે છે તેનાથી તદ્દન જુદી જ રીતે 'ચતુરંગ' (1916)ના નાયક શચીશના પાત્રનું ચિત્રણ જુદા જ રૂપરંગમાં રજૂ થયું છે. પરિણામે એ નવલકથાના ઘડતરમાં અને શૈલીમાં પણ વિવિધતા દેખાય છે. ઍપિકધર્મી 'ગોરા'માં ગદ્યરૂપે એક અનાસક્ત અચંચલ સર્વદેશીય ગાંભીર્ય છે તો 'ચતુરંગ'માં અથથી ઇતિ સુધી શિથિલ પ્લૉટ — વાર્તાવસ્તુની રજૂઆતમાં કવિત્વનો ગૂઢ સ્પર્શ અનુભવાય છે. પરંતુ કવિત્વ અર્પીને એમણે ક્યારેય નવલ-કથાની ઊણપ પૂરી કરવાની ઇચ્છા રાખી નથી. એમની 'નૌકા ડૂબી' (1905) જેવી નબળા પ્લૉટવાળી મુખ્ય કૃતિને બાજુએ રાખીને જોઈએ તો 'ઘરેબાહિરે' (1915), 'ચાર અધ્યાય' (1934) કે 'શેષેર કવિતા' (1929)માં સર્જાયેલાં પાત્રોમાં અન્તર્ગૂઢ સત્યના પોતાના જ આઘાત-પ્રત્યાઘાતનું ટેન્શન મુખ્ય વાત છે. ત્યાં જ તેઓ આધુનિક બંગાળી નવલકથાને સ્પર્શ્યા છે.

રવીન્દ્રનાથની નવલકથાનાં સ્ત્રીપાત્રોની કલ્પનાની વિશિષ્ટતાની વાત કર્યા વિના એમના વિશે કંઈ કહી જ ન શકાય. એમની બધી જ માનસપુત્રીઓને પોતપોતાનું નિરાળું વ્યક્તિત્વ છે. અને એને પ્રત્યેક એ પોતાની અંદરથી જ પ્રાપ્ત

કરે છે. રવીન્દ્રનાથ કવિ હતા એ તુલનામાં 'ચોખેર બાલિ'ની વિનોદિની, 'ચતુરંગ'ની દામિની કે 'જોગાજોગ'ની કુમુ જાણે મુક્ત છંદની કવિતા છે. સંસ્થાનવાદની જરૂરિયાતથી ઉદ્ભવેલા આ મધ્યમવર્ગી જીવનમાં સામન્તયુગથી ચાલી આવતી સંસારની પૅટર્ન વારંવાર એ વર્ગને વામણો બનાવતા મથી છે. વારંવાર તેઓએ પોતાની જાતને વિશુદ્ધિની અગ્નિપરીક્ષામાં એ વામણાઈને બાળીપ્રજાળી છે. આ બધામાં અદ્ભુત પાત્ર છે દામિની. એણે ઓતરાદા વાયરાને કોઠું પણ ક્યારેય આપ્યું નથી.*

## 3

આપણા સૌથી વધુ લોકપ્રિય નવલકથાકાર શરદચંદ્રે એમનાં સ્વમાની સ્ત્રીપાત્રોની પ્રેરણા મુખ્યત્વે રવીન્દ્રનાથની 'વિનોદિની'ની કલ્પનામાંથી મેળવી હતી. જોકે શરદચંદ્રની કલ્પનાની ન્યૂનતાને કારણે એમની નવલકથાઓ વાર્તા-વસ્તુની નબળાઈનો ભોગ બની છે. જોકે એમને કહેવાની વાત એક મોટા દ્વંદ્વની હતી, છતાં નારીના પ્રેમના અધિકારની વાત તેમણે તેમની નવલકથાઓમાં ઉદ્વેગપૂર્વક રજૂ કરી છે. 'ભારતી'ના જમાનાની રોમાંચક નવલકથાઓમાંથી બંગાળી નવલકથાને એમણે જ છોડાવી. આ અંગની એમની સફળતાનું રહસ્ય એમની વાર્તા-વસ્તુનો એમનો વિપુલ અનુભવ હતો, ભલે અવારનવાર એ ગમે તેટલો સંકીર્ણ જણાતો હોય છતાં પણ. એમનાં પુરુષપાત્રો બુદ્ધિની દૃષ્ટિએ ભલે બહુ ચકોર નથી પરંતુ જીવંત છે. સ્ત્રીપાત્રોનું આચરણ ઘણી વાર નિરર્થક જણાય છે, તેમ છતાં એમના ઉદ્વેગમાં સચ્ચાઈ છે એટલું તો નિશકપણે સ્વીકારવું જ રહે છે. 1917માં પ્રગટ થયેલ એમનાં 'શ્રીકાન્ત' ખંડ પહેલો અને 1920માં પ્રકાશિત 'ગૃહદાહ' આ વાતની સાક્ષી પૂરે છે.

બંકિમ, રવીન્દ્ર અને શરદ એટલે બંગાળી નવલકથાનો પ્રથમ યુગ. બીજા યુગમાં 1930થી 1950ના સમયગાળાને આવરી શકાય. આ બીજા યુગમાં બંગાળી નવલકથાસૃષ્ટિ પર કોઈ એકાદ-બે વિરલ પ્રતિભાનો જ અધિકાર નથી રહ્યો. ઓછામાં ઓછી છ નવલકથાકાર-પ્રતિભા આ ગાળામાં પોતપોતાની આગવી જીવનદૃષ્ટિ સાહિત્યમાં સાકાર કરવા પ્રવૃત્ત હતી. આ છમાં સ્વ. તારાશંકર,

* અહીં ઓતરાદા વાયરા મધ્યમવર્ગ માટે છે. દામિની મધ્યમવર્ગની સંકીર્ણતાથી પર છે.

વિભૂતિભૂષણ અને માનિક — આ બંદોપાધ્યાય ત્રિપુટી એમાં વધુ ઉલ્લેખનીય છે. બનફૂલ અને બુદ્ધદેવ બસુ નવલકથાના અભિગમ, નિરીક્ષણ અને શૈલીની દૃષ્ટિએ સફળતા માટે યાદ રહેશે. આ બંદોપાધ્યાય ત્રિપુટીની અન્ય કૃતિઓમાં ઓછામાં ઓછી આ ગણતરીની કૃતિઓ વિશ્વના કોઈ પણ સાહિત્ય સાથે ગૌરવપૂર્વક બેસી શકે તેવી છે. એક સ્વ. તારાશંકરની 1941માં પ્રગટ થયેલ 'હાંસુલિ બાંકેર ઉપકથા' અને બીજી 1942માં પ્રગટ થયેલ 'કવિ' પછી વિભૂતિભૂષણની 1929માં પ્રકાશિત 'પથેર પાંચાલી' તથા 1939માં પ્રગટ થયેલ 'આરણ્યક' અને માનિકની 1936માં પ્રગટ થયેલ 'પુતુલ નાચેર ઇતિકથા' તથા 1938માં પ્રકાશિત 'પદ્મા નદીર માઝિ.' સુવિશાળ અનુભવ અને સુદૃઢ ભારતીય દર્શન-ચિંતનમાં તારાશંકર અજોડ છે. વિભૂતિભૂષણની વિશેષતા અનુભવની બાહુલ્યતાને કારણે નહીં, પરંતુ એથીયે વિશેષ એમની મર્મગ્રાહિતામાં રહેલી છે, જ્યારે માનિકે ભાવિની જટિલતા અને વિધિની વક્રતાને જોઈ, જાણી અને સુરેખ-સચોટ આલેખી છે, જે જટિલતા જીવનની ગૂંચોનો જ બીજો પર્યાય છે. એના પુરોગામી જગદીશ ગુપ્ત કરતાં એ આ વાતમાં આગળ નીકળી જાય છે. બંગાળી નવલકથાનો બીજો યુગ જ આ રીતે ત્રીજા યુગનો જનક છે, અને એનું શ્રેય માનિક બંદોપાધ્યાયને જાય છે. આ કારણે આધુનિક નવલકથાકારો માટે એ વિશિષ્ટ માનના અધિકારી છે — રહેશે, જે પ્રચલિત સંજ્ઞા-સંકેતો કે રૂપોનાં આવરણોને દૂર કરી વાસ્તવિકતાને એના સાચા સ્વરૂપે જોવા મથ્યા હતા.

સતીનાથ ભાદુડી વીસમી સદીના પાંચમા-છઠ્ઠા દાયકાના એક બીજા એવા નવલકથાકાર હતા જેના અદ્‌ભુત વિષયોના જ્ઞાને અસામાન્ય સામર્થ્ય બતાવ્યું. જરાક કાવ્યમય હોવા છતાં એમની 'અચિન રાગિની' એમની 'જાગરી'થી જરાયે ઊતરતી કક્ષાની કૃતિ નથી. અને એમનું 'ઢોંડાઈ ચરિત માનસ' પ્રથમ ભાગ તો સાચે જ એક અદ્‌ભુત કૃતિ છે.

## 4

શીર્ષેન્દુ મુખોપાધ્યાય અને એમના સમકાલીન અન્ય લેખકોએ જ્યારે નવલકથાક્ષેત્રે ઝુકાવ્યું ત્યારે, એ અગાઉના દસ-બાર વર્ષોના ગાળા દરમિયાન બંગાળી નવલકથાઓમાં એક એવું વલણ દેખાયું જેને બહુ સ્વસ્થ કહી નહીં શકાય. બીજા મહાયુદ્ધ પછી એ વલણ પ્રબળ થતું ગયું. એક જ ધડાકે કહેવું હોય તો એમ કહી શકાય કે ઇતિહાસ-ભૂગોળનું વલણ. બીજા મહાયુદ્ધ પછી મધ્યમ વર્ગના

જીવનમાં શતાબ્દીથી ઊતરી આવેલાં જીવનમૂલ્યો નાશ પામ્યાં છે. એની રીત-રસમ બદલાઈ ગઈ છે. દેશના ભાગલાને પરિણામે અસલી ગામડાંનું સ્વરૂપ નાશ પામ્યું છે. લોકોમાં હતાશા આવી છે અને વર્ગ વર્ગ વચ્ચેનું ધૂંધળું ભાવિ વગેરે સામસામાં ન અથડાતાં નવલકથાનાં વિષય-વસ્તુ અને પરિમાણોએ અત્યંત સરળ-સહજ માર્ગ લીધો છે. પલટાતા યુગની માગે આથી ઇતિહાસના જ્ઞાન વિના, ભૂતકાળને આધારે લખાતી એક પ્રકારની નવલકથાઓ એ ગાળામાં અસ્તિત્વમાં આવી અને અપરિચિત પૂર્વજીવનના વળાંકને આવરતી કેટલીક ચમત્કારભરી વાર્તાઓ આપણે પામ્યા. બેશક, એ આખા ગાળાનું ચિત્ર જ આવું હતું એમ કહેવાથી સમગ્રતા ઊપસતી નથી. એ જ ગાળામાં કેટલાક લેખકોએ મધ્યમ-વર્ગની કારમી કરુણાઈની સાબિતી આપતી કૃતિઓ એમની સહૃદયતા અને સચ્ચાઈથી આપી છે. જેમાં મુખ્યત્વે જ્યોતિરિન્દ્ર નંદીકૃત 'બારો ઘરે એક ઉઠાન' અને સંતોષકુમાર ઘોષકૃત 'કિનુ ગોયાલાર ગલિ' આ પ્રસંગે ઉલ્લેખ-નીય છે. બીજી બાજુ વ્યક્તિના અસ્તિત્વ માટેના સંઘર્ષે પણ નવલકથાકારને આકર્ષ્યો, એની સાબિતી રૂપે અસીમ રાય કૃત 'ગોપાલ દેવ' નવલકથાને લઈ શકાય. અમીયભૂષણ મજુમદાર અને ગુણમય માન્નાકૃત બે મહાનવલ પણ આ વખતે યાદ આવે છે.

મતિ નન્દી, શીર્ષેન્દુ મુખોપાધ્યાય, દેવેશ રાય, શ્યામલ ગંગોપાધ્યાય, બરેન ગંગોપાધ્યાય જેવા ટૂંકી વાર્તાના મુખ્ય વાર્તાકારોએ છઠ્ઠા દાયકાના પ્રારંભે તેમની વાર્તાઓ દ્વારા સૌ પ્રથમ આ સત્યને સ્પષ્ટ કર્યું કે વાસ્તવિકતાની સંજ્ઞા-સંકેતોની સીમાઓ પલટાઈ ગઈ છે. દેવેશ રાય ત્યારે રીતસરના નવલકથાકાર થયા નહોતા. પરંતુ બીજાઓએ નવલકથાને પણ એમના મુખ્ય વક્તવ્યનું માધ્યમ બનાવી લીધું હતું. એ પહેલાં તારાશંકર કૃત 'યોગભ્રષ્ટ' જેવી નવલકથામાં માનવીની વિપત્તિઓનું વિશદ આલેખન સાંપડ્યું છે ખરું, પરંતુ આટલી વાત ખરી છે કે યુવાન પેઢી અને યુવાનતર વર્ગ માટે લખતા લેખકોની કૃતિઓમાં જ બીજા મહાયુદ્ધ પછીની આધુનિક દુનિયાનાં એંધાણ નજરે પડ્યાં. એ બધા સર્જકોને હાથે જ બંગાળી નવલકથા કલકત્તામાં પાછી ફરી છે — પાછી ફરી રહી છે આધુનિક સ્વરૂપે, આમ કહેવા છતાંય બધું જ બરાબર કહેવાયું છે એમ કહી નહીં શકાય. કહેવું એમ જોઈએ કે માનિક બંદોપાધ્યાયના યોગ્ય ઉત્તરાધિકારી લેખે તેઓ નવલકથાને વ્યક્તિના વિશ્વમાં પાછી લઈ આવ્યા છે. 1955માં સુનીલ ગંગોપાધ્યાય કૃત વિશિષ્ટ નવલકથા 'આત્મપ્રકાશ' પ્રગટ થઈ. વ્યક્તિના ચેતન-

જગતનો પડઘો એમાં મુખ્યત્વે પ્રગટે છે. આ બધામાં પાંચમા દાયકાના યુવાન નવલકથાકાર સમરેશ બસુએ લખી નાખી બંગાળી સાહિત્યમાં ભારે ચકચાર મચાવી દેતી નવલકથા 'વિવર' અને બંગાળી નવલકથાનો ત્રીજો યુગ શરૂ થયો. 'વિવર'નો કથાનાયક હોય કે પછી લોકનાથ ભટ્ટાચાર્ય જેવા મહત્ત્વપૂર્ણ કવિએ તાજેતરમાં લખેલી 'બાબુઘાટેર કુમારી માછ' જેવી પ્રતીકમય નવલકથાનો નાયક હોય, આ બધા નાયકોમાં આપણે જોયું કે હવે નાયકોચિત નાયકોનો જમાનો પૂરો થયો છે. દશ્ય અને દ્રષ્ટાના સંયોગ સર્જાયું છે એક નવું — ત્રીજું જગત -- જેનું સ્વાભાવિક અસ્તિત્વ છે વ્યક્તિના ચેતન-અવચેતનનાં તેજ ને તિમિરમાં.

શીર્ષેન્દુએ એક અર્થગંભીર વાત રજૂ કરી છે. પોતાની આત્મકથાત્મક નવલકથા 1972માં પ્રગટ થયેલ કૃતિ 'ઉજાન'માં એક સ્થળે એ કહે છે કે, "દુનિયમાં એક વાર પોતાની રીતે અવતાર લીધા પછી કોઈ પણ રીતે બીજા કોઈની જેવા થઈ શકાતું નથી." બીજું કંઈ જ નહીં, આ ઉપાધિવિહોણા માનવીને જ આ યુગના નવલકથાકારો શોધી રહ્યા છે. શીર્ષેન્દુ એ બધા નવલકથાકારોમાં અન્યતમ છે. એની 'ઉજાન' નવલકથાનો નાયક 'કુકુ' જે દિવસે સૌ પ્રથમ નિશાળે જાય છે તે દિવસે એને એના ખરા નામે 'મધુસૂદન' કહી બોલાવવામાં આવે છે, ત્યારે એ હોંકારો ભણતાં ભૂલી જાય છે, એને એ જેનાથી પરિચિત છે તે હુલામણા નામે જ બોલાવવો જોઈશે નહીં તો ઉત્તર નહીં મળે. હરકોઈ માનવી માટે આ ખરું છે. આમ છતાં વિધ વિધ નામે વિભકત થયેલા માનવીનો હોંકારો એને કયે નામે બોલાવવાથી મળશે? આ પ્રશ્ન જ પૂછે છે શીર્ષેન્દુ. 1972માં પ્રગટ થયેલી એની કૃતિ 'ફેરા' નવલકથાનો નાયક અતનુ નામરૂપી બધાં આવરણો ફગાવ્યા પછી પણ પોતાના સત્યને પામે છે ખરો? માનવી આ રીતે પોતે જ પોતાને વીસરી જાય છે અને ફરી કઈ રીતે પોતાને પામે છે એ જ શીર્ષેન્દુની નવલકથાનો વિષય છે.

શીર્ષેન્દુની બે પ્રતિનિધિ નવલકથાઓ છે, 1967માં પ્રથટ થયેલ 'ઘુણ પોકા' તથા 1971માં પ્રગટ થયેલ 'પારાપાર.' 'ઘુણપોકા' એની પહેલી નવલકથા છે. આ બે નવલકથાઓમાં વ્યક્તિની વિચ્છિન્નતાની વાતો વણાઈ છે. એની જવાબદારીનો ક્રમશઃ વધતો બોજો એમનો મુખ્ય વિષય છે.

શીર્ષેન્દુને રાખોડી રંગ સાથે દોસ્તી છે. એનો પ્રયોગ એ વિશેષ ગૂઢાર્થમાં કરે છે. ક્યાંક જાણે કંઈક ભારે ઉદાસીનતા એનાં પાત્રોની કલ્પનામાં રહી છે. 'ઘુણપોકા'નો શ્યામ કે 'પારાપાર'નો લલિત નવલકથાના પાત્રને અખંડિત

રાખીને પણ આ સભ્યતાના પડદા ઉપર આધુનિક માનવીના રૂપને બરાબર રજૂ કરે છે. એનાં પાત્રોને વિશ્વમાં સર્વોચ્ચ બનવાની આકાંક્ષા નથી કે નથી કંઈ ગુમાવી બેઠા તેનું કે આપત્તિનું દુઃખ, કે કંઈ જ મેળવવા માટે એ હાથ લાંબો કરતો નથી. જે યુગમાં ઇતિહાસ, સમાજ, રાજકારણ વગેરે વ્યક્તિ પાસે આવીને અટકી જાય છે એ યુગનો બાહ્ય આધારવિહોણો માનવી પોતે જ પોતાનામાં કઈ રીતે પાછો ફરે છે એની વાત જ કરે છે આ નવલકથાકાર શીર્ષેન્દુ. આવા આંતરદર્શી નવલકથાકારોમાંનો એક મુખ્ય નવલકથાકાર આ શીર્ષેન્દુ છે. પરિણામે એના રાખોડી રંગની આસપાસ ગેરુઆ રંગની એક કિનારી ઊપસી આવી છે. એની નવલકથામાં અને ટૂંકી વાર્તાઓમાં મહદંશે પાગલો અને પાગલોએ જોયેલી-જાણેલી વાતો અવારનવાર નજરે પડે છે, પરંતુ એમનો કોઈ જ પાગલ માત્ર કરુણા ઉપજાવવા સર્જાયો નથી. એની અતિ સુંદર ટૂંકી વાર્તા 'ઉત્તરેર બાલકનિ'નો પાગલ શીર્ષેન્દુના બધા પાગલોના પ્રતિનિધિ જેવો છે. કહેવાતી કીર્તિ કે નિષ્ફળતા, પ્રાપ્તિ કે અપ્રાપ્તિ માનવી માટે નિરર્થક બની જતાં વાસ્તવિકતા એને વધુ સતાવી કે દબાવી શકતી નથી. એ સત્ય જ શ્યામરૂપે અવતારિત થયું છે, વિમાનરૂપે દેખા દે છે. 'ઉત્તરેર બાલકનિ'નો અરુણ આ પ્રકારનાં પાત્રોની કલ્પનામાં પરાકાષ્ઠા છે. એ પહાડ જેવો અડગ છે. એની સામે આપણી પરિચિત વાસ્તવિકતાની કલરવ કરતી નદી છે, જે આજે છે, પરંતુ તુષારના પાત્રના 'ભય'માં જાણે એ સુકાઈ જશે એમ લાગે છે. કદાચ એ એકાએક સુકાઈ જાય એવું પણ બને. અન્તરગત વાસ્તવિકતાને આ રીતે અનુભવગમ્ય કરવામાં જ આજના વાર્તા-નવલકથાકારની સાર્થકતા છે. બાહ્ય વાસ્તવિકતા નહીં, પરંતુ અંતરની વાસ્તવિકતા જ આ લેખકોનું નિશાન છે.

'ઘુણપોકા'નો શ્યામ આધુનિક અણનમ માનવીનો પ્રતિનિધિ છે. વાસ્તવિકતાએ એને ખોખરો કર્યો છે. બધી જ બાહ્ય પરિસ્થિતિ એને પ્રતિકૂળ છે, સત્ય છે માત્ર એની ચેતનામાં પડતું વાસ્તવિકતાનું પ્રતિબિંબ. વિચ્છિન્નતા જ છે એનું પરિચાયક બળ. એ કારણે જ હકીકતમાં એ કોઈ નોયે પ્રતિનિધિ નથી. કોઈ પણ વર્ગનો પ્રતિનિધિ નથી. એ સ્વયંસિદ્ધ છે. એ એકાકી એકલવીર છે. નોકરી એણે સ્વેચ્છાએ મૂકી દીધી છે. ત્યારથી એના સંબંધોના તાંતણા પણ તૂટી ગયા છે. ઈતિની સાથે પણ એણે એના સંબંધ અંગે કોઈ જાતનો માથા-દુખાવો વહોર્યો નથી. કુદરતી રીતે સહજપણે જ એ પોતાની જાતને ધીરે ધીરે પોતાની અંદર જ સમાવી રહ્યો છે. મોટરસાઇકલિસ્ટ અને લીલા વિપરીત-

પણે જ એના અસ્તિત્વની બહારની કોઈ શક્તિ છે. વાસ્તવ જગતમાં તો રહી છે એક હૈયાસૂની શત્રુતા. એથી જ શ્યામની દુનિયામાં વાસ્તવિકતાનું બોખરું સ્વરૂપ એ દુનિયાના પોતાના જ આગવા લૉજિકની જેમ ઊપસી આવે છે. આ આખી નવલકથા એનાથી સભર છે. શ્યામ નામની વ્યક્તિ દશ્ય-વાસ્તવ જગતના ધક્કા ખાઈ ખાઈને આખરે ક્યાં જઈ પહોંચે છે એની જ વાત અહીં કહેવાઈ છે. નવલકથાના છેલ્લા પ્રસંગ પછી શ્યામ કદાચ દીવાનાપણામાંથીયે ઊગરી જશે. આ નવલકથાના નાયક શ્યામનું લક્ષ ઓછે-વત્તે અંશે મનોવિશ્લેષણથી પ્રાપ્ત થતા જ્ઞાન પરત્વેનું જ છે, મોટરસાઇકલવાળા પ્રસંગમાંથી ઉદ્‌ભવતી કંપિત ભયવિહ્‌વળતા અને ઇંતુ સાથેની પકડદાવની રમત સ્વાભાવિક આચરણ નથી. ઇંતુ સાથેની રમતના માધ્યમ દ્વારા શ્યામ પોતે જ અજ્ઞાનપણે શું કહી જાય છે? એણે આમ જ કહ્યું ને કે વાસ્તવિકતા, લલચામણી વાસ્તવિકતા, એને બીજી કોઈ જ રીતે સ્પર્શી નહીં શકાય? પરંતુ પોતે જ એના હાથે પકડાઈ જાય તો? આ બધું જ સ્વાભાવિક છે. કારણ કે સભ્યતાની એ પળનું જ સર્જન છે શ્યામ. જ્યારે બધી જ અસ્વાભાવિકતા સ્વાભાવિક બની જાય છે, ને માત્ર સંતોષ અને સહજ સ્વાભાવિકતા જ અસ્વાભાવિક બની રહે છે. 'પારાવાર'ના નાયક વિમાનને જે દિવસે એ વાતનું ભાન થયું કે હવે આકાશ એના માથામાં પ્રવેશી નહીં જાય તે દિવસથી એ બની ગયો Sumg અર્થાત્ સ્થૂળ સંતોષી અર્થાત્ ઍવરેજ. શ્યામ પોતાને અપરાધી ગણે એ સભ્યતાની આધુનિક પળે સર્જેલા માનવની કલ્પના છે. કદાચ એ માટે જવાબદાર આપણે પોતે જ છીએ. આપણા જ દોષે આ શંકાસ્પદ અને અનિવાર્ય અપરાધીવૃત્તિ જ સભ્યતાએ આપણા ઉપર ઠોકી બેસાડી છે. આમ છતાં શ્યામની આ કથા હતાશાની કથા નથી. સમસ્ત વેદનાઓમાંથી પાર થઈને માનવી એના પુનર્જન્મને સફળ કરશે. આ જ્ઞાન માત્ર શ્યામ કે લલિતનું જ નથી. 'શૂન્યેર ઉદ્યાન'-ના નાયક ગૌરહરિનું પણ છે. એ નવ-જન્મ માટે અનિવાર્ય એવા મૃત્યુનો સ્વીકાર કરે છે એથી જ 'પારાપાર'નો લલિત વ્યાધિ-ગર્ભ માનવ-જાતિની જેમ આકાંક્ષા રાખે છે — આશાવંત છે. 'ધુણપોકા'નો શ્યામ પણ એવી જ આકાંક્ષા ધરાવે છે.

શીર્ષેન્દુએ સરજેલાં પાત્રો ગૌરહરિની જેમ જ એક અનંતના પ્રવાસે ઊપડવા માગે છે, જ્યાં પ્રેમ, પરિપૂર્ણતા ઇશ્વર છે. શીર્ષેન્દુએ ઇરાદાપૂર્વક સ્પષ્ટપણે ઇશ્વર શબ્દ પ્રયોજ્યો છે, અને હજુ તો શીર્ષેન્દુ આડત્રીસમા વર્ષમાં પા પા પગલી માંડે છે. એને સાડત્રીસ પૂરાં કરી આડત્રીસમાં પગલું મૂક્યે માત્ર બે જ મહિના થયા છે.

તા. ૩–૪–'૭૩ — સરોજ બંદ્યોપાધ્યાય

સેન્ટ ઍન્ડ મિલરની નોકરી શ્યામે જૂન મહિને મૂકી દીધી.

નોકરી મૂકી દેવાનું ખાસ કંઈ મોટું કારણ નહોતું. એના ડ્રૉઇંગમાં થોડી ભૂલ જણાતાં એના ઉપરી મજુમદારે સૌની હાજરીમાં એને ગાળ દીધી — બાસ્ટર્ડ. મજુમદારના શ્વાસેશ્વાસમાં ગાળો ભરી હતી. શ્યામ પોતે પણ આજ સુધી એના હૂબહૂ ચાળા પાડતો આવ્યો છે. પટાવાળા અને બીજા નવા શિખાઉ ડ્રાફ્ટ્સ-મૅન વગેરેને અવારનવાર મજુમદારના જ હાવભાવ અને લહેકા સાથે મજુમદાર-છાપની સરસ્વતી સંભળાવતો આવ્યો છે. અને એને આ વિશે એટલી ખાતરી પણ થઈ ચૂકી છે કે હવે એ બધી જૂની — જરીપુરાણી ગાળો સાવ નિઃસત્ત્વ બની ગઈ છે. એની ધારી અસર થતી નથી. એ ગાળોમાં હવે એવું જોશ કે જોમ રહ્યાં નથી એટલે બીજી થોડીક નવી ને ચોટદાર ગાળો શોધ્યા વિના નહીં ચાલે.

આમ છતાં મજુમદારના બે શબ્દો — એ એક જ શબ્દ બાસ્ટર્ડ કાને પડ્યા પછી એણે એક-બે દિવસ એ વિશે વિચાર કર્યો. અવારનવાર અન્યમનસ્કપણે 'ટાઈ' પકડી એની 'નૉટ' ઠીક કરી, બાથરૂમમાં અરીસા સામે ઊભા રહી નિરર્થક રીતે પોતાના મોં સામે જોઈ રહ્યો. અને સાંજે હંમેશની જેમ બહાર લટાર મારવા કે ચોતરે ન જતાં ઘેર જ સૂતો રહ્યો. તે છતાં એના ખરાબ થયેલા મને એનો કેડો ન મૂક્યો. એણે મન મનાવ્યું, મજુમદારે ગાળો આપી એમાં મારું શું બગડી ગયું? કયું ખાટુંમોળું થઈ ગયું? એ ઓછો કંઈ વિચાર કરીને ગાળો આપે છે? એ તો પોતાનો ગુસ્સો વ્યક્ત કરવા ફાવે એમ બોલી નાખે છે. અને મેં પોતે પણ ક્યાં બીજાને એવી ગાળો નથી આપી? મેં જ બીજાને આપેલી મને પાછી મળે તો એમાં વાંધો કેમ લઈ શકાય? અને આ નોકરી તો થોડા દિવસમાં સોનાનાં ઈંડાં મૂકતી થશે. આટલા સમયમાં પોતે કેવો મહત્ત્વા-કાંક્ષી બની ગયો છે! ફ્રિજીડેર, રેડિયોગ્રામ અને સેકન્ડ હૅન્ડ મોટરની કિંમત જાણવા બજારમાં ફરી વળ્યો છે. ઉપલા વર્ગના લોકો રહે છે તેવા શાંત લત્તામાં ત્રણ રૂમના નાના પરંતુ એકદમ આધુનિક ફ્લૅટની તપાસ પણ કરી રહ્યો છે, એથી આ નોકરી છોડી દેવાની વાત તો એને કલ્પનામાં પણ નહોતી. આ નોકરી-ને કારણે એ મોટાં સ્વપ્નો જોતો થઈ ગયો હતો તેથી હવે એને પોતે અત્યંત અસહાય હોય એવું લાગ્યું.

ધીમે ધીમે એનો થાક અને હતાશા વધતાં ચાલ્યાં. સીટી વગાડતા વગાડતા રસ્તે નીકળવું, રવિવારે શૅમ્પુ કરવું અને રજાની બપોરે લાંબી ઊંઘ ખેંચવી આ

બધામાંથી હવે એને અગાઉ જેવો આનંદ નથી મળતો. અગાઉ પોતે જે બધી મોટી મોટી હોટેલો-રેસ્ટોરાં કે બારમાં વખત વિતાવતો તે બધે સ્થળે જવાનું હવે એને મન જ થતું નથી. સમય મળે ત્યારે ખૂબ થાકી જવાને યા આકરું માથું ચડવાને કારણે એ ઘરમાં જ આળોટતો પડ્યો રહેતો. એને રાત્રે ઊંઘ પણ સરખી નથી આવતી. બે દિવસ તો મધરાતે ઊઠીને એ નાહ્યો. અને નાહ્યા પછી આખી રાત ઘરમાં આંટા મારતાં મારતાં સિગારેટ ઉપર સિગારેટ પીતાં એણે સવાર પાડી છે. બહુ લાગણીવશ તો એ ક્યારેય નહોતો. ઊંડી ચિંતા એના સ્વભાવમાં નહોતી. હો...હા અને ટોળટીખળ કર્યા વિના તો રહેવાય જ નહીં એમ એ માનતો. પરંતુ ધીરે ધીરે એને સમજાયું કે મજુમદારે આપેલી પેલી ગાળમાંથી પ્રગટેલું ભૂત એના મગજમાં ભમવા લાગ્યું છે. હવે એનામાં એક જ કુટેવ બાકી રહી ગઈ છે અને એ વારે વારે અરીસામાં પોતાનું મોં જોયા કરવાની. દાઢી કરવાનો નાનો અરીસો એ સદાય ગજવામાં જ રાખે છે. અવારનવાર એમાં મોં જુએ છે, એ રીતે જોતાં એક દિવસ એ ચોંકી ગયો. અરીસામાં ધ્યાનપૂર્વક જોતાં એને જણાયું કે એના હોઠ અકારણ હલ્યા કરે છે અને એણે કાન સરવા કર્યા તો એને ખબર પડી કે એ પોતે જ અજાણપણે મનોમન ઉચ્ચારી રહ્યો છે — બાસ્ટર્ડ ! બાસ્ટર્ડ ! ! બાસ્ટર્ડ ! ! ! અને એથી એ ખૂબ જ બી ગયો. એને બીક લાગી — 'હું ખરેખર પાગલ થઈ જઈશ કે શું ?'

આખરે જૂન મહિનાના આકરા ઉનાળાની એક મધરાતે ઊઠી ટેબલ લૅમ્પ કરી એણે રાજીનામું લખી નાખ્યું. અને એક કાગળ બાને લખ્યો — 'મારી નોકરી ગઈ છે, મારા ઉપર બહુ આધાર રાખશો નહીં. ઓછામાં ઓછા બે-ત્રણ મહિના તમારે જેમ તેમ રોડવવું પડશે....' વગેરે. એ કાગળ લખ્યા પછી એને નિરાંતની ગાઢ ઊંઘ આવી ગઈ હતી.

શોખની વસ્તુઓમાં એને ત્યાં એક ભાડૂતી કબાટ અને એક બુકકેસ હતાં. રૂપશ્રી ફર્નિશર્સવાળો આવીને ઠેલાગાડીમાં એ ઉપડાવી ગયો. નીચે થપ્પી-બંધ પડેલાં પુસ્તકો, કબાટ અને બુકકેસ જતાં તેની ખાલી પડેલી જગ્યા તરફ જોતાં એને થયું કે ઓરડો આમ તો ઠીક ઠીક વિશાળ છે, ને એણે ઘણી તાજગી અનુભવી. જાણે એ હળવો ફૂલ બની ગયો. ગણતરી કરી જોતાં એના પ્રૉવિડન્ટ ફંડની મળનાર રકમમાંથી આ જગ્યા એ હજુ પણ થોડો વખત રાખી શકશે એમ લાગ્યું. આ ઓરડો દક્ષિણ બાજુનો હોઈને જગ્યા ઉઘાડી અને ઘણી મજાની છે. અહીં બાથરૂમ પણ સાથે જ છે.

ઘણા દિવસથી એણે સુતરાઉ કપડાં પહેરવાં મૂકી દીધાં છે. મોટે ભાગે ટેરિલીન ટ્રૉપિકલ કે સિલ્કનાં જ શર્ટ-પેન્ટ એ પહેરે છે. થોડીક 'ઇમ્પોર્ટેડ' 'ટાઈ' પણ છે. ટ્રંક અને સુટકેસ ઉઘાડી, એ બધાં કપડાં તરફ એ કૌતુકથી જોઈ રહ્યો. હવે આ બધાં પહેરવાનો અર્થ નથી. એણે ટ્રંકમાં તળિયે રાખેલાં કેટલાંક સુતરાઉ શર્ટ-પેન્ટ શોધી કાઢ્યાં. એ પેન્ટના પાયજાની પહોળાઈ અઢાર ઇંચ છે, અને શર્ટના કૉલર તદ્દન જુનવાણી છે. એ કપડાંમાં એ કઢંગો જણાતો હતો. હસવું રોકી શ્યામે એ જ કપડાં પહેર્યાં અને એ નોકરીની શોધમાં નીકળી પડ્યો.

નોકરી! હા. નોકરી એને મળશે જ. એના જેવા વિશેષજ્ઞ અને યુવાનને નોકરી શા માટે ન મળે? પણ હા, જરા સમય લાગશે. અને આ સવાલ પણ થશે જ કે આગલી — હરિ મજુમદારવાળી નોકરી એણે શાથી મૂકી દીધી? કંઈ ગોટાળો થયો હતો કે શું? અને ગોટાળો હતો તો કયા પ્રકારનો? આવો મોટો એન્જિનિયર, શેલ ડિઝાઇનમાં જેનો જોટો નથી એવો, સ્વદેશી કંપનીએ અભિમાન લેવા જેવો માણસ, — આવા જુવાનને કોઈ પોતાને ત્યાંથી કેમ જવા દે?

ધીમે ધીમે શ્યામને ધ્યાનમાં આવ્યું કે આવી બધી પેઢીઓમાં તો મજુમદારની ખ્યાતિ નળમાંથી આવતા અવિરત જળપ્રવાહ જેમ પ્રસરી ગઈ છે. ત્રણેક મહિને શ્યામને પાછો માથાનો દુખાવો ઊપડ્યો. શરીરમાં અત્યંત સુસ્તી જણાવા લાગી. એક વાર ભીડમાં રસ્તાની વચ્ચે ઊભા ઊભા સિગારેટ પીતાં પીતાં, સૂર્યાસ્ત પછીના આછા અંધકાર તરફ જોઈ એ ગણગણ્યો, 'હવે હું ખલ્લાસ થઈ ગયો છું.' અને વળતી જ પળે ચોટલીને એ જોર જોરથી આમતેમ આંટા મારવા લાગ્યો.

અને એક બીજા દિવસે એક હાથમાં અરીસો પકડી, જિરાફની જેમ ડોક લંબાવી, બીજા હાથમાં એક નવી ચળકતી સુંદર બ્લેડ લઈ એણે હળવેકથી એ કંઠનળી ઉપર મૂકી જરાક દબાવી રાખી. બહુ મજા આવી ગઈ! થોડી વારે લોહીની પાતળી રેખા ત્યાંથી પ્રગટી એના ગંજી ઉપર થઈ એની છાતીને સ્પર્શી, અને બ્લેડ ફગાવી દેતાં એ મનોમન બોલ્યો, — હત્, આ તો નાટક જેવું લાગે છે, ને પછી નૅપ્કિનથી ગળું લૂછી 'ડેટ્રોલ' લગાડ્યું. પછી બારીમાંથી બહાર ડોકિયું કર્યું. રસ્તા પર જીવતાજાગતા લોકો આવ-જા કરતા હતા. ઘા ઉપર ભીનું રૂ દબાવી એણે આંખો મીંચી. આહ! કેવી મજા આવે છે! બહુ ગમે છે.

શોખમાં શોખ એને બે વાતનો હતો. પહેલો ટેલિફોન ખખડાવવાનો ને બીજો રોજ પ્રભાતે ઊઠતાંવેંત દાઢી કરવાનો. ઑફિસમાં એના ટેબલ પર જ્યારે

એનો ખાસ ફોન રહેતો ત્યારે તક મળતાં જ એ કંઈ પણ કારણ વિના આડેધડ જેનેતેને ફોન કર્યા કરતો. એણે કેટલાને પોતાના ફોન-નંબર આપ્યા હતા તેનો કંઈ સુમાર નહોતો. ફોનમાં કોઈનો સાદ સંભળાતાં, ખાસ ટેલિફોન માટે જ કેળવેલા બનાવટી સાદે વાતો કરતાં એને ખૂબ મજા આવતી. પરંતુ નોકરી મૂકી દીધા પછીના આ છ મહિનામાં એણે માત્ર બે ફોન જ કર્યા છે. પહેલાં કોલેજ સ્ટ્રીટ વાઈ. એમ. સી. એ.ની કચેરીમાંથી પોતાની ઑફિસે પ્રૉવિડન્ટ ફંડની રકમ ક્યારે મળશે તે જાણવા, અને બીજો સિઆલ્દાના ઑટોમૅટિક એક્સ્ચેન્જમાંથી ઈતુને, જેની સાથે એને દક્ષિણ કલકત્તાના એક રેસ્ટોરાંમાં ઓળખાણ થઈ હતી, જેને કેટલીક વાર એ પોતાના શયનગૃહે પણ લઈ ગયો હતો. પરંતુ આખર સુધી એનું આ મળવાહળવાનું પ્રેમમાં પરિણમે તેવું નહોતું. બહુ બહુ તો એ લગ્નમાં પરિણમી શકત. એમની વચ્ચે આ પ્રકારની વાતચીત થઈ.

શ્યામ— ઈતુ ! કેમ છો ?

ઈતુ — મજામાં નથી. તને દીઠે બે મહિના થઈ ગયા.

— મારી તપાસ કરી હતી ?

— હા. લગભગ મહિના પહેલાં તારી ઑફિસમાં ફોન કર્યો હતો.

— ત્યાંથી શું જાણવા મળ્યું ?

— એ લોકોએ તને રજા આપી દીધી છે.

— એ ખરું નથી. નોકરી મેં સ્વેચ્છાએ જ મૂકી દીધી છે.— શ્યામે જરા વિચારીને જણાવ્યું.

— કેમ ?

— હિ કૉલ્ડ મિ નેમ્સ.

— એમ ?

— ધિ બોસ... ધિ બાસ્ટર્ડ.

ઈતુ થોડી વારની ચૂપકીદી પછી બોલી — આજ સુધી શું કરતો 'તો ? નોકરીની શોધમાં આંટાફેરા ?

— હં...

— કંઈ મળી ? કંઈ વધુ સારી ?

— ના... ના... ના.

— તો હવે શું કરવાનો છો ?

શ્યામ આછું હસ્યો — વિચાર કરું છું કે પરણી જાઉં તો કેમ? ઇટ્સ હાઈ ટાઇમ.

— સારું જ ગણાય, પણ કોને?

— તું તૈયાર છો?

— હા... હમણાં અબઘડી જ. — ઈતુ ખૂબ જ આવેશમાં આવી ગઈ. એનો સાદ મોટી ભડભાદર સ્ત્રી જેવો બની ગયો. — શ્યામ, હું પણ નાની એવી નોકરી કરું છું. વળી મારી પાસે થોડાંક ઘરેણાં પણ છે. આપણા બે જણનું...

વાત સાંભળતાં સાંભળતાં શ્યામે હળવેથી ફોન નીચે સેરવી, પછી ઊંઘતા બાળકને મા જેમ ઘોડિયામાં સુવાડી દે તે રીતે ફોનને ક્રેડલ પર મૂકી દીધો.

હમણાં હમણાં શ્યામની દાઢી વધેલી જ દેખાય છે. એ જ દબાયેલી ચિબુક, ઊંડી ખાંચવાળી સુંદર હડપચી અને ચમકતા મોં પરની થોડીક નિષ્ઠુરતા જે એને સોહામણો કરી મૂકતી તે માત્ર થોડા દિવસની વધેલી દાઢીમાં એકદમ ઓસરી ગઈ છે. એ બહુ ગભરુ અને અસહાય જણાતો હતો, એ માટેના કાર્ય-કારણ-સૂત્રની એને ખબર નહોતી. પરંતુ એને લાગતું હતું કે દાઢી ન કરવાને કારણે એની બેઉ આંખો પણ જરા ધૂંધળી અને થાકેલી જણાતી હતી.

સમય જતો નહોતો તેથી એ અવારનવાર બસમાં ટર્મિનસથી ટર્મિનસ સુધી આંટો મારી આવતો. સમય મજાથી વીતી જતો. એક દિવસ એ શામબજારથી બસમાં બેઠો. ભવાનીપુર પહોંચતાં બસ બગડતાં એ જરાયે કંટાળ્યા વિના નીચે ઊતરી ગયો. ઘડિયાળમાં જોયું તો અઢી વાગતા હતા. એ ઊભો હતો ત્યાં સામે જ એક સિનેમા હૉલ વા ખાતો ઊભો હતો અને હમણાં કઈ ફિલ્મ ચાલે છે એ જોયાજાણ્યા વિના જ, બહાર મૂકેલાં મોટાં મોટાં ચિત્રો ઉપર એક નજર સુધ્ધાં કર્યા વિના ટિકિટ લઈ એ અંદર ઘૂસી ગયો. ફિલ્મ નક્કી ફ્લૉપ જ હોવી જોઈએ, નહીં તો લોકો દેખાય જ ને! એ અડધા અંધારિયા હૉલમાં પગ મૂકતાં જ ટૉર્ચનો પ્રકાશ અને એક ભૂતિયો હાથ આગળ આવ્યો. એણે નચિંત મને ટિકિટ એ હાથમાં મૂકી અને પોતે એની પાછળ પાછળ ચાલવા લાગ્યો. સીટ ચીંધી પેલો જતો 'તો ત્યાં એણે સાદ દીધો —'તમે તો માનુમામા, ખરુંને?' અને પેલા ટૉર્ચધારીએ ચમકીને પાછળ જોયું — અરે શ્યામ તું? – માનુમામા અહીં જ નોકરી કરે છે એ વાત શ્યામ વારંવાર વીસરી જાય છે. એને યાદ આવ્યું, ઠીક ઠીક વખત પહેલાં પોતે વૃંદા નામની એક છોકરી સાથે અહીં ફિલ્મ જોવા આવેલો, માનુમામા અહીં જ કામ કરે છે એ વાત તે દિવસે પણ એ ભૂલી

ગયેલો. એ દિવસે પણ આ માનુમામાએ જ એને 'સીટ' દર્શાવી હતી. પરંતુ ચકોર માનુમામાએ તે દિવસે એને ઓળખવાની કે એની સાથે વાતચીત કરવાની મહેનત લીધી નહોતી, તેમ છતાં તે દિવસે શ્યામ એ બધો સમય અક્કડ થઈને બેઠો હતો. રોષથી કંટાળીને તે દિવસે એણે નક્કી કરેલું કે ફરી કદી અહીં પગ નહીં મૂકું; પરંતુ આજે એણે સામેથી હસીને માનુમામા સામે જોયું અને એમને બોલાવ્યા પણ ખરા કે — 'કેમ માનુમામા, કેમ છો?' અને પછી કોણ જાણે શા વિચારથી ટેવ ન હોવા છતાં મૂંઝાતાં મૂંઝાતાં પણ વાંકા વળીને માનુમામાને પ્રણામ કર્યા. ઓછામાં ઓછા આજુબાજુના વીસ માણસોએ એ દૃશ્ય જોયું હશે.

અને માનુમામાએ પણ હેતથી ખુશ થઈને કહ્યું, — 'તું તો જરાયે ઓળખાતો જ નથી. બહુ દૂબળો પડી ગયો છો. આ આટલી બધી દાઢી કેમ વધારી છે? શું થઈ ગયું છે તને?' અને શ્યામે સરળતાથી હસીને જણાવ્યું કે — હમણાં જ જેલમાંથી છૂટીને ચાલ્યો આવું છું. માનુમામા ચોંકી ઊઠયા, — 'જેલમાંથી? કઈ જેલ?' શ્યામે ધીમેથી કહ્યું — 'ગાંડાની હૉસ્પિતાલેથી.' માનુમામા ચોંકી ગયા — વિચારમાં પડયા. એમણે પૂછ્યું — 'નોકરીમાંથી?' શ્યામે ઉત્તર વાળ્યો — 'હા. નોકરીની જેલમાંથી છૂટયો.' માનુમામા બારણા તરફ નજર કરતાં બોલ્યા, 'તું બેસ, હું હમણાં થોડી વારમાં જ આવું છું. મારે તારી બધી વાત જાણવી છે.'

શ્યામ બેઠો રહ્યો. મનમાં ને મનમાં હસતો રહ્યો. જુઠ્ઠાણાં માટે એને ભારે તિરસ્કાર આવતો હતો. છતાં કોણ જાણે માનુમામા કદાચ ખુશ જ થયા હતા. શ્યામ પોતે સગાંસ્નેહીઓથી સદાય વેગળો જ રહેતો, અને એટલે સગાંસ્નેહીઓ પણ એની સાથે બહુ હળતાંભળતાં નહીં. ઊલટાના શ્યામનું કંઈ અહિત થયે મનમાં રાજી થતાં. ઇન્ટરવલ પછી હૉલમાં અંધારું થયું ત્યારે ઓચિંતા ખભે કોઈનો સ્પર્શ થતાં એણે પાછળ જોયું તો કોઈ એના ડાબા હાથમાં એક પડીકું મૂકી રહ્યું હતું. એણે જોયું તો એ માનુમામા હતા. મગફળી, ચણા-મમરાનું ચવાણું શ્યામના હાથમાં મૂકી એ સીટના પૅસેજમાં જ ઊભડક બેસી હસતા હતા. શ્યામે એમની સામે જોયું કે તુરત એમણે કહ્યું, — 'જો શ્યામ, હું મારા મોટા દીકરાને એક દિવસ તારે ત્યાં મોકલીશ. એની સાથે તું અમારે ત્યાં આવી જજે. ગડિયાહાટમાં એક તાંત્રિક છે. એ બધાં દુઃખ દૂર કરવાનો ઉપાય જાણે છે. આપણે એની પાસે જઈશું.' અને શ્યામે આછું હસીને કહ્યું — 'ભલે, બરાબર છે.' ને માનુમામા ભૂતની જેમ અંધકારમાં ઓગળી ગયા. શ્યામે દાઢીએ હાથ પસવાર્યો. એની દાઢી, લઘરવઘર વાળ અને ઢંગધડા વિનાનાં કપડાં જોઈને

જ કદાચ માનુમામાએ આમ કહ્યું હશે.— 'માનુમામાની એ ભ્રમણા ભાંગવી જરૂરી છે' એમ વિચારી એણે અંદાજે અંદાજે અંધારામાં જ સાદ પાડચો — 'મા...મા !!'

અને એની સાથેસાથ વળતા જવાબની જેમ એના ખભા ઉપર પાછળથી કોઈએ હાથ દબાવ્યો — 'જરા આસ્તે દાદા !' સાથે જરાક એવું હસવું પણ શ્યામને કાને પડયું. એક ધીમો અસ્પષ્ટ સાદ પણ સંભળાયો — 'મામાને પછી ગોતજે. અત્યારે મૂંગો મૂંગો આ ફિલમ જો.' અને શ્યામે એથી પણ ધીમે ગણ-ગણતાં ઉચ્ચાર્યું 'સા....લ્લા.' અને પછી એ ચૂપચાપ અર્થશૂન્ય નજરે ફિલ્મ જોવા લાગ્યો.

એણે વિચારી લીધું કે મામાની ભૂલ ભાંગવા જતાં નાહક વાત વધી પડશે. અને થોડા દિવસમાં બીજાં સગાંઓ પણ જાણી જશે કે શ્યામ પાગલ થઈ ગયો છે અથવા પાગલ થવા ઉપર છે અને એ વિચારે અંધારામાં પણ એ ફરી હસ્યો ને પછી ધીમેથી માથું સીટની પાછલી બાજુ પર ટેકવી ધીમે ધીમે કરતાં ઊંઘી ગયો.

નોકરી છોડી દીધા પછી જે પાઇસ હોટેલમાં એ સવારે ને રાત્રે બે વાર જમી આવતો ત્યાં જ એને સુબોધ મિત્ર સાથે ઓળખાણ થઈ. એક દિવસ સામ-સામી બાજુ બેસીને જમતાં જમતાં સુબોધ મિત્રે પૂછ્યું — 'કેમ મશાય, સંસાર છોડવાની તૈયારીમાં છો કે શું? આ દાઢી આટલી વધી ગઈ છે એમાં તો તમે વેરાગી જેવા લાગો છો – વાત શી છે?'

— 'પણ અહીં સંસાર માંડચો છે જ કોણે કે છોડવાની તૈયારી કરું?!' શ્યામે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

—'પણ તમારે મા-બાપ તો છે ને? એમને માટે હવે એક જુવાનડી દાસી લઈ આવો યાર!' સુબોધે કહ્યું.

'પણ એ તો તમેય કરી શકો ને?' શ્યામે સામું કહ્યું.

શ્યામની વાતે સુબોધ એકાએક ગંભીર બની ગયો. થોડી વારે એક મોટો નિસાસો નાખી એણે પોતાની કથની શરૂ કરી — 'મારા જીવનમાં એક ટ્રેજેડી બની ગઈ છે, મશાય.' આટલું બોલી થોડી વાર ચૂપ રહીને એ આગળ વધ્યો. જરા હસીને એણે કહ્યું — મારે એક 'લવ ઍફેર' હતી. હું જેને ચાહતો હતો એ છોકરી એક દિવસ એકાએક પરણી ગઈ. અને પરણી ગઈ એટલું જ નહીં પણ જતાં જતાં ખૂબ રડીને મારી પાસે વચન લેતી ગઈ કે — 'હું પરણીશ નહીં.' મારી મનોદશા ને ઉમ્મર ત્યારે સેન્ટિમેન્ટમાં આવી જવાની હતી એટલે મેં પ્રતિજ્ઞા

લઈ લીધી હતી પણ હવે...' ને જરા શ્વાસ ખાઈને એણે કહ્યું — 'હવે થાય છે કે એ પ્રતિજ્ઞા લીધી તે મારી મૂર્ખાઈ હતી. એવી પ્રતિજ્ઞાનું કંઈ મૂલ્ય નથી. તમે શું કહો છો?'

— 'એવી વાતોથી દૂર રહેવામાં જ મજા છે.' શ્યામે સહાનુભૂતિસૂચક રીતે જણાવ્યું.

— 'દોસ્ત, કંઈ ખબર નથી પડતી પણ મનમાં વારંવાર ભારે અણખદ થાય છે.' મિત્રે કહ્યું.

— 'શું, અવાજ આવે છે?'

— 'શું?' અન્યમનસ્ક સુબોધે શ્યામનો સવાલ જાણે સાંભળ્યો જ નહોતો.

— 'કંઈ નહીં'— શ્યામે માથું ધુણાવ્યું.

અને એકાએક હેતથી ઝૂકી મિત્રે કહ્યું — 'મને તેત્રીસ થયાં. અમે મયમનસિંહના મિત્રકુટુંબવાળા. અહીં અત્યારે ઘરમાં જે ગણો તે આપણા રામ. એક બહેન હતી એને કાંચડાપાડામાં પરણાવી છે. નાનો ભાઈ સહરાનપુરમાં ફિટર તરીકે કામ કરે છે. એક જમાનામાં ફૂટબૉલના સારા ખેલાડી તરીકે એનું નામ હતું. બાકી રહ્યાં હું ને બા. બાના અવસાન પછી એક નોકર રાખીને ચલાવતો હતો પણ એ ચોરીને ચાળે ચડ્યો એટલે એને રજા આપી દીધી. એ પછી અહીં આવવાનું શરૂ કર્યું. પણ હવે સાલું પેટ કામ નથી કરતું. વળી બા નથી એટલે ઘર સાવ ખાલીખમ લાગે છે.'— આટલું કહી જરા દુઃખભર્યું હસી એમણે વાત આગળ ચલાવી — 'યાર, તમારા પર મારો કંઈ હક-દાવો તો નથી, પણ બને તો મારે માટે જરા ધ્યાનમાં રાખજો કોઈ...'

પરંતુ શ્યામનું મન સુબોધ મિત્રની વાતમાં નહોતું. મિત્રની ઉમ્મરની વાતે એનું મન ચકરાવે ચડ્યું. શું આ સુબોધને ખરેખર તેત્રીસ જ થયાં હશે? કે પછી લગ્નના લોભે એણે સાત-આઠ ઓછાં ગણાવ્યાં હશે? એને ઓછામાં ઓછાં ચાળીસ-બેંતાળીસ તો થયાં જ હશે.

મિત્રનો જમણો એંઠો હાથ સુકાઈને કડ્ કડ્ કરતો હતો. એ તરફ જોઈ શ્યામે ઉતાવળે ઉતાવળે કહી દીધું— 'ભલે, ધ્યાનમાં રાખીશ' ને પછી હાથમોં ધોવા રસોડામાં જઈ બેસિન ઉપરના અરીસામાં એ પળવાર પોતાનું મોં જોઈ રહ્યો. એનો ચહેરો જાણે 'તે...લ...તેલ...'ના પોકાર પાડતો હતો. વધી ગયેલી દાઢી અને ઘણા દિવસથી માથામાં તેલનું ટીપું સરખું ન પડ્યું હોવાને કારણે એનો સમગ્ર દેખાવ પાગલ જેવો જણાતો હતો. હાથ-અરીસામાં એ

રોજ પોતાનું મોં જુએ છે. પરંતુ આ મોટા અરીસામાં પોતાનું મોં એને જુદું જણાયું. એને એની આંખોમાં કંઈક પરિવર્તન જણાયું.

હાથમો ધોઈ વરિયાળી ચાવતો ચાવતો એ બહાર નીકળ્યો. ડિસેમ્બરની શિયાળુ રાત્રે ફૂટપાથ પર સૂતેલાં કેટલાંક ખસૂડિયાં કૂતરાંઓને ઓળંગી, આંગણામાં જેમતેમ સૂતેલાં ભિખારીઓની પાસેથી પસાર થઈને જતાં મકાનની ભીંત પર હાથ ફેરવતાં ફેરવતાં એણે સીટી મારી. સામે જ એક પાર્ક હતો જેમાં ઠંડી અને ધુમ્મસ બરાબર જામ્યાં હતાં. રેલિંગ કૂદીને એ પાર્કમાં પ્રવેશ્યો. બાંકડાઓ ખાલીખમ હતા. એ એક બાંકડા પર બેઠો, સિગારેટ ચેતાવી. એનાં ચંપલ ઘાસ પરની ઝાકળને કારણે ભીંજાઈ ગયાં અને એની શીતળતાના સ્પર્શે પગ વાટે આખા શરીરમાં શીતનો ચમકારો વરતાવા લાગ્યો. ધુમ્મસની ગૂંગળામણ અને કોલસા-લાકડાંના ધુમાડાની ગંધ વાતાવરણમાં ભરી હતી, છતાં એ નચિંત-પણે ત્યાં બેઠો જ રહ્યો. ઘડિયાળ સામે એણે નજર જ ન કરી. એનું મન ગણગણી ઊઠ્યું — 'તું આજે બહુ ગંભીર ને ગમગીન દેખાય છે શ્યામ !'

આકાશમાં તારલા નહોતા, વાદળાં નહોતાં, કંઈ જ દેખાતું નહોતું. ચારે બાજુ માત્ર ધુમાડા જેવું ધુમ્મસ ઘેરાયું હતું. આઘેઆઘેથી ટ્રામનો ધીમો ધીમો ઘર-ઘરાટ આવતો હતો. અંધારામાં ક્યાંક વૃક્ષોનાં પાંદડાં પરથી ઝાકળનાં બિંદુ નીચે પડવાનો ટપ્ ટપ્ અવાજ આવતો હતો. દૂર કોઈ લૅમ્પ-પોસ્ટનો ઝાંખો પ્રકાશ ધુમ્મસને પીળચટું કરતો હતો. એ પ્રકાશ એટલો બધો આછો હતો કે એમાં શ્યામનો પડછાયો પણ પડતો નહોતો. શ્યામને થયું કે જીવનનો સર્વોત્તમ સમય તો આ વીતી રહ્યો છે એ જ છે. વિચારીને જોતાં લાગે છે કે અત્યારે એનું મન મોટી મોટી આશાઓથી પર હતું — મુક્ત હતું. નોકરી છોડી દીધે એને છ મહિના થયા. હાથમાંની મૂડી ધીમે ધીમે કરતાં ચવાઈ રહી છે તેમ છતાં તે વિશે એને લેશમાત્ર ચિંતા કે ઉદ્વેગ નહોતાં. એનો પહેરવેશ ધોતિયું-શર્ટ અને વરસો પહેલાં ખરીદેલી અંડીની ચાદર હતો. છ મહિના પહેલાં આ વસ્ત્રો પહેરીને બહાર નીકળવાની કલ્પના સુધ્ધાં એ કરી ન શકતો. બપોરે એને ઑફિસમાં જ ટિફિન પહોંચી જતું. રાત્રે જમવા માટે કોઈ નક્કી સ્થળ નહોતું. ઑફિસના ગ્રાહકોમાંથી કોઈ નહીં ને કોઈ એને પોતાની સાથે મોટી હોટેલમાં જમવા ખેંચી જતું. જો એ ઇચ્છે અને જરૂર હોય તો આજે પણ એ કોઈ પણ કામ કરી શકે એમ છે — કોઈ પણ પાપ સુધ્ધાં. પરંતુ નવાઈની વાત છે કે હવે એને એવી કોઈ ઇચ્છા જ થતી નથી કે એવી કોઈ જરૂર જ જણાતી નથી. કઈ રીતે, ક્યારે અને કેમ એની

મહત્ત્વાકાંક્ષા મરી ગઈ અને પોતાને માટેની ચિંતા પણ ઓસરી ગઈ તેની એને પોતાને પણ ખબર નથી પડી. એને પોતે બહુ ગમગીન બની ગયો છે એમ જણાવા માંડ્યું. એકાએક સુબોધ મિત્રની વાત યાદ આવી જતાં 'ઓહ!' કરતો અંધારામાં જ એ મનોમન હસી પડ્યો. ચાળીસ-બેંતાળીસે પહોંચી ચૂકેલા સુબોધ મિત્ર કંગાળની જેમ પરણવા માટે જ્યાં ત્યાં ફાંફાં મારતા હતા. પાઈસિ હૉટેલમાં સામસામા બેસી જમતા હતા ત્યાં પણ એણે એ જ વાત કાઢી હતી. શ્યામને મનમાં થતું કે મિત્ર પાસેથી એમની પ્રેમકથા જાણી લઉં. હા, ભાઈ, એ બધી છોકરીઓની વાત તમે કલ્પી પણ નહીં શકો. વૃંદાને મેં પહેલવહેલી જોઈ હતી પાર્ક સ્ટ્રીટની એક હોટેલમાં. એની સાથે હતો એક સારો દેખાતો એનો પ્રેમી જુવાનિયો. બે વાર, હા બે વાર એણે મારી સામે નજર માંડી.— આભાર માનું ઈશ્વરનો કે તે — દિવસે હું જે બાજુથી ઘણો સારો દેખાઉં છું એ બાજુએ જ એ બેઠી હતી. ડાબી બાજુથી જોતાં હું સાચે જ આકર્ષક લાગું છું. પછી તો હું ઊઠીને સીધો ગયો એના ટેબલની બાજુમાં જ, અને વૃંદા તરફ આંખો ઠેરવી પેલા જુવાનિયા ભણી મેં મારો હાથ લંબાવ્યો — 'જરા દીવાસળી આપશો?' એના મોં પર કંટાળો આવતો હતો છતાં એણે બાકસ આગળ ધર્યું, અને અકારણ સિગારેટ ચેતાવતાં ચેતાવતાં વૃંદા બાજુ જોઈ હું જરા હસ્યો. એ હાસ્ય હું શીખ્યો હતો કલકત્તાના સૌથી મોટા બદમાશો પાસેથી. ઘણી વાર રેસ્ટોરાંમાં એકલો જતો. વૃંદા કઈ રીતે એના પ્રેમી પેલા જુવાનિયાને ફસાવી લાવી હતી તે મને આજ સુધી સમજાયું નથી. હા, પણ એ પછી હું વૃંદાને મારી સાથે ઘણે દૂર સુધી ખેંચી જઈ શક્યો હતો.

હવે માધવીની વાત જોઈએ. એને મેં પ્રથમ જોઈ હતી એક ફિલ્મ કલ્પનાના શોમાં. એની બ્લુ પ્લિમાઉથ કારનો પીછો મારી ભાડૂતી ટૅક્સી વાઘની જેમ કરતી હતી. એ પછી એક દિવસ એ માધવીએ પણ — હા ભાઈ, એક દિવસ એ માધવીએ પણ કહ્યું હતું કે — દિવસે દિવસે તું કેવો થતો જાય છે? તું પરાયાની જેમ જોતાં શીખી ગયો — આટલું કહેતાં કહેતાં એણે એની સુંવાળી કાયાને પાછળના લીલા દીવાન ઉપર ઢળવા દીધી, છતાં મને એની કાયા જાણે હંસની હોય એવો ભાસ થયો. ત્યારે મારા શરીરમાં હતી વિશુદ્ધ હવા, અને મારું લોહી પણ ત્યારે નિર્મળ હતું. કદીયે કોઈ સ્ત્રી માટે ગોઠણિયે પડી કરગર્યો નથી કે — દયા લાવીને તું મારો ઉદ્ધાર કર, હું તારા પ્રેમનો ભિખારી છું. કારણ મારે એની જરૂર નહોતી. પણ આ છોકરી — આ સદૈવ તત્પર ઈતુ બિચારી પરણવાની વાત ક્યારેય વીસરી શકી

નહીં. જેમ તમે નથી ભૂલ્યા તેમ. કારણ એ એક જ છોકરીના પ્રેમમાં તમે ચાળીસ વર્ષ સુધી રહી શકયા. હું તો ભાઈ પ્રેમને નામે સીટી મારું છું. મારી આંખો ત્યારે બીજી જ બની જાય છે, મારા હોઠ પર ત્યારે આપોઆપ હસવું આવી જાય છે. હું તો પ્રેમનો અર્થ આટલો જ કરું છું: ભાઈ, હું ડરું છું માત્ર આ નિત્ય-તત્પરા છોકરીઓથી, જેઓ ચાર દિવસની ચાંદની બતાવ્યા પછી પાંચમે દિવસે ગણગણ કરવા માંડે છે કે — મારા બાપુજી કહે છે કે તારા મિત્ર એ છોકરાને એક વાર ઘેર તેડી લાવજે, જરા જોઈએ તો ખરા કે એ કેવો છે? તો યાર મિત્તર હવે કહો કે તમારી જુલિયેટ કેવી હતી? એના જેવી નિત્ય-તત્પરા તો આખરે આ ઉમ્મરે તમને રખડાવીને — અર્ધા સંન્યાસી મૂકીને ચાલી ગઈ ને કોઈ બીજા શિકાર સાથે? તમારે પરણવું છે પણ તમારા તકદીરમાં આવી ફેરફુદરડી જ માંડી જણાય છે જે કોઈ બીજાને સંન્યાસી બનાવી નચિંત મને તમારું ઘર માંડશે. એના જૂના પ્રેમીની સ્મૃતિ એની સુખડની પેટીમાં યા પર્સમાં છાના પત્રોની જેમ સચવાઈને પડી હશે. અવારનવાર પાન ચાવતાં ચાવતાં કે બાળકને ઉછેરતાં મનોમન પેલી જૂની સ્મૃતિને એ હલબલાવી જોશે. ભલું થજો ઈશ્વરનું, કે મારા સારા નસીબે હજુયે મારા શરીરમાં વિશુદ્ધ હવા-રુધિર ટકી રહ્યાં છે. મેં ક્યારેય ગોઠણિયે પડીને કોઈ છોકરી પાસે કાકલૂદી નથી કરી. મારું મન તો ભાઈ, હંસની કાયા જેવું રહ્યું છે, હા, આજ સુધી તો એ બધી નિત્ય-તત્પરાઓ સાથે અજબ રીતે વર્તી શક્યો છું. ક્યારેય કોઈના પાલવમાં વીંટાયો નથી. અકલંક ને વિશુદ્ધ રહી શક્યો છું. આજે મારી આ અવદશા જોઈ બીજું કંઈ માની ન બેસતા. પેલા તરબૂચવાળા ફેરિયાની વાત જાણો છો ને? એ કહેતો હતો કે આપણે ઈશ્વરની પાસેથી બધું ગમતું જ લઈશું અને અણગમતાને અડીશું જ નહીં શું? મારી મનઃ-સ્થિતિ ખાસ કંઈ એવી ખરાબ નથી. નોકરી નથી પણ એ તો ગમે તે પળે મળી પણ જાય. આવશ્યકતા છે ઉત્સાહપૂર્વક હસતાં હસતાં હરવાફરવાની. અથાક-પણે પુરુષાર્થ કરવાની. જો દાઢી કરવા માંડું અને છ મહિના પહેલાં પહેરતો એ જાતનાં કપડાં — શર્ટ-પેન્ટ ને ટાઈ ચડાવું, મોં પર હાસ્ય અને આંખોમાં એ મોહક ભાવ ઉપસાવવાની ટેવ એક-બે દિવસ પાડું, તો થોડા જ દિવસમાં ફરી ચારે બાજુ ચાંદાની જેમ ઝળહળી ઊઠું. પણ હાય, પેલો ગયો ઉત્સાહ ફરી પાછો આવતો નથી! અરે, મને બગાસાં આવે છે.

હકીકતમાં એને બગાસાં જ આવતાં હતાં. ધુમ્મસ જરા વધુ ગાઢ થયું છે. એને ઠંડી લાગે છે. દૂર ક્યાંક ફૂટપાથ ઉપર પહેરેગીર લાઠી ઠપકારે છે એનો

અવાજ આવે છે. ઘડિયાળ આ ધૂંધળી વેળામાં દેખાતું નથી. અંદાજે કેટલા વાગ્યા હશે એના વિચારમાં એ પડચો પણ કંઈ નક્કી ન કરી શકચો. કૂતરાં રુએ છે અને ધીમા સાદે ગવાતું કોઈ ગીત એને કાને આવે છે — એ ઊભો થઈ જાય છે.

એ રાતે નાના અરીસામાં જોતાં જોતાં એણે પવિત્ર ગ્રંથોનો પાઠ કર્યો. રાતનો ઉજાગરો કરતાં કરતાં એ ગમગીન બની ગયો હતો. બહુ ગમગીન લાગતો હતો એની પોતાની પાસે, કંઈ વિચારતાં વિચારતાં એ હસી પડચો. પથારીમાં ઊંધો પડચો અને પછી બત્તી બંધ કર્યા વિના — ખબર ન પડી તેમ ઊંઘી ગયો.

શિયાળો આવી ગયો છે. શિયાળો કલકત્તામાં ટૂંકો હોય છે. ઠંડી હવાની લહેરખી મજાની લાગે છે. નિત્ય પ્રભાતે થોડું ધુમ્મસ થાય છે. તડકો રતુંબડો દેખાય છે. અગાઉ ઑફિસે જવા આઠ સાડા આઠે ઘેરથી નીકળી જ જવું પડતું. તે જૂની આદત મુજબ એની ઊંઘ વહેલી પ્રભાતે ઊડી ગઈ. એણે પળ-વાર બારી તરફ જોયું ને ફરી આંખો મીંચી ઓશીકામાં ઊંધું ઘાલી ચાદર ઓઢી, એ અંધારામાં લપેટાઈ ગયો. એના શરીરમાં સુસ્તી છે. ટાઢ અને સાધારણ દુખાવાને કારણે એ પાછો સૂઈ ગયો. અગાઉ શરીરને તાજું-બ-તાજું રાખવા એ રોજ સવારે વહેલો ઊઠી વ્યાયામ કરતો. કેટલીક કમાનો અને થોડાંક આસનો કરતો. પણ હવે એના વિચાર માત્રે એને બગાસાં આવે છે. આંખો મીંચતાં જ એ અગાઉના શ્યામને જોઈ શકે છે. એ જુએ છે પોતે નીચે જમીન ઉપર દેડકાની જેમ હાથ-પગ પહોળા કરી દંડ કરે છે, તો કચારેક નીચો નમીને પગના અંગૂઠાને અડવા મથે છે, તો કચારેક વળી કોઈ અદૃશ્ય હરીફનો પીછો કરતો, હવામાં મુક્કીઓ વીંઝતો શ્યામ એની નજરે પડે છે. એક વાર એ રીતે ઠોંસો વાગતાં રૂપશ્રી ફર્નિશર્સના એક કબાટનું બારણું ખખડી ગયું હતું. અને એક વાર ભીંતમાંથી પ્લાસ્ટરનું મોટું પોપડું ખરી પડયું હતું, જેથી એને ખૂબ આનંદ થયો હતો. એ અસલી શ્યામના શરીરબળની આ બધી અર્થહીન વાતો યાદ કરીને એ હસ્યો, અને પછી ભીંત બાજુ મોં ફેરવી પડખું ફરીને સૂઈ ગયો. પોતાના શરીર માટે એને બહુ માયા હતી. એ સદા એનું ધ્યાન રાખતો. રસ્તાઓ કાળજીપૂર્વક ઓળંગતો, દાદર ચડતો-ઊતરતો પણ સુંદર ચાલે. કમનીય રીતે ટેલિફોન ઉપાડતો — કાને ધરતો, ત્યારે પ્રત્યેક વાતમાં એ કાળજી રાખતો. પોતાની રીતભાત કચાંય, કચારેય કઢંગી ન લાગે તે વિશે જાગ્રત રહેતો.

ધાબળાથી એક ગુફા જેવું બનાવી એ પડચો રહેતો. સમય ધીમે ધીમે વીતી જતો અને એ ગુફામાં પોતાના શ્વાસોચ્છ્વાસની ગરમીથી એ અકળાઈ

ઊઠતો ત્યારે મોં પરથી ઓઢેલું દૂર કરી બહાર નજર કરતો. અજવાળું એની આંખ સાથે અથડાતું અને એ રીતે આખરે એણે પથારીમાંથી ઊઠવું જ પડતું. ઊઠતાંવેંત એ ઝટપટ નાહી લેતો ને પછી સિગારેટ પીતાં પીતાં ઓરડામાં આંટા મારતો. અવારનવાર ચા પીવાનું મન થતું તેથી ચા બનાવવાનો સરંજામ ઘરમાં જ રહેતો. સ્ટવ, કીટલી, ચા-ચીની, દૂધનો ડબ્બો. નોકરી કરતો ત્યારે સવારે વાતવાતમાં એ ચા બનાવી લેતો અને ઈંડાં બાફી નાખતો પણ હવે એને એવો સમય નથી મળતો. છેલ્લા કેટલાક મહિનાથી દૂધના ડબ્બા પર કદાચ જાળાં જામી ગયાં હશે. કદાચ દૂધ બગડી જ ગયું હશે. એણે એ ઉઘાડીને જોયું પણ નથી. અંગ્રેજી છાપાં હવે પગ નીચે આવે છે. અગાઉ એ પત્રોની કદર હતી. સવારે સૌ પહેલાં એના ઉપર નજર ફેરવી જતો અને રાત્રે ઘેર પાછો ફરીને ક્યારેક નિરાંતે વાંચવાનું પણ કરતો.

જરા પહોર ચડે ને એના પગ હોટેલ બાજુ વળતા. પછી એ સીધો ચાલ્યો જતો બપોરની ખાલી ટ્રામ કે બસમાં છેક એના છેલ્લા સ્ટૉપ સુધી. ત્યારે ઓળખીતા મોટે ભાગે તો કોઈ જ ભટકાઈ ન જતા. અને ભટકાઈ જતા તો શ્યામ સિફતથી એમને આંતરીને બાજુથી સરકી જતો. એને ગાલે દાઢી, માથે મોટાં જુલફાં અને નસીબજોગે હવે એ સારો એવો દૂબળો અને શામળો થઈ ગયો છે. પોતાની ચાલ પણ એણે બદલી નાખી છે. ઉપરાંત એણે વિચાર કરીને કાળાં ચશ્માં પણ વસાવી લીધાં છે. આ બધાને કારણે એનો આ નવો વેશ બહુ સહજ ને સ્વાભાવિક લાગે છે. આ નવા વેશની આડશે અવારનવાર કોઈ કોઈ પરિચિતની અણધારી મુલાકાત લે છે. એક દિવસ એ માધુને ત્યાં જઈ ચડ્યો. માધુએ હમણાં શરીર સારું જમાવ્યું છે. એનું પેટ ચરબીથી દોદળું બની ગયું છે. એનાં ચશ્માં નાક પર ઘણાં નીચાં ઊતરી જાય છે. પગમાંનાં ચંપલની એક પટ્ટી તૂટી ગઈ છે. એ તૂટેલાં ચંપલ હાથમાં લઈ એ ટ્રામમાં બેઠો છે. શ્યામે વધુ ધ્યાનપૂર્વક જોયું તો માધુના પહેરવેશમાં સારો ફેરફાર થયો હતો. એણે મટકાનું નવું પંજાબી અને ધોતિયું પહેર્યાં છે. ખભા પર શાલ શોભે છે અને શાલની નીચે શાન્તિનિકેતનની બનાવટનો બગલથેલો ઝૂલે છે. વરસેક પહેલાં એ મળતો ત્યારે એ નજીકના કોઈ ગામમાં શિક્ષક તરીકે નોકરી કરતો, ત્યારે એની માને કેન્સર થયું હતું — તે કારણે એને અવારનવાર કલકત્તા આવવાનું થતું ત્યારે એણે ઘણી વાર શ્યામને કહ્યું હતું કે — મને કલકત્તામાં ક્યાંક સારી નોકરી શોધી આપ. ગામડામાં લાઇફ નથી. વળી મારી બાને કેન્સર થયું છે — ત્યારે માધુ શુષ્ક ને પાગલ જેવો લાગતો

હતો, શ્યામ સાથે સમોવડિયા — ભાઈબંધની જેમ હળીભળી શકતો નહોતો. નોકરિયાતની જેમ વર્તતો હતો અને એથી જ શ્યામ આછું હસીને એની અવગણના કરતો. આજે ટ્રામમાં ભીડાભીડમાં સળિયો પકડીને ઊભા રહેલા શ્યામે માધુને ધારી ધારીને જોયો. માધુ ઠીક ઠીક તૃપ્ત લાગતો હતો. માત્ર તૂટેલાં ચંપલને કારણે એ જરાક ખિન્ન જણાતો હતો — ઉછીની આપેલી કે લીધેલી રકમ શ્યામને ખાસ યાદ રહેતી નથી. પરંતુ આજે એકાએક એને એણે માધુને આપેલા પચીસ રૂપિયા યાદ આવ્યા, યાદ આવી ગયા. એને થયું હવે તો માધુની આર્થિક સ્થિતિ સારી લાગે છે તો એની પાસેથી એ રકમ પાછી માગું એમાં શો વાંધો? આ વિચાર આવતાં જ એને હસવું આવ્યું. હસતાં હસતાં એ બેવડ વળી ગયો. ભરચક ટ્રામમાં આટલા બધાની વચ્ચે ગાજી ગાજીને ઉઘરાણી કરવામાં કેવી મજા આવશે! આ વિચારે ભીડમાંથી રસ્તો કરતો એ માધુ તરફ આગળ વધ્યો પણ અધવચ્ચે પહોંચી નિસાસો મૂકી એણે એક ગાળ આપી — 'સાલા હરામી, દગાબાજ, જુઠ્ઠા!' કારણ માધુની બાજુમાં બારીને અઢેલીને એક સુકુમાર નવયૌવના — એની સુંદર સ્ત્રી કટક પ્રિન્ટની સાડી પહેરીને બેઠી હતી — એ માધુની જ પત્ની હતી એમાં શંકા નહોતી. ભીડમાં અત્યાર સુધી શ્યામનું ધ્યાન એ બાજુ નહોતું ગયું. બારીમાં કોણી ટેકવી હથેળીમાં મોં રાખીને એ બેઠી હતી. એનું મોં બારી બાજુ હતું. શ્યામે ડોક લંબાવી એની તરફ જોયું. શ્યામના ધ્યાન બહાર એની દાઢી એક સ્થૂળ વ્યક્તિની કાયા સાથે ઘસાઈ અને પેલી સ્થૂળ વ્યક્તિએ પાછું વાળીને તેની તરફ જોઈ જોરથી એને દબડાવ્યો કે તુરત શ્યામ જરા પાછળ હટી ગયો. હકીકતમાં માધુની મા હવે આ દુનિયામાં નથી રહી એ વાત માધુના ચહેરામહોરા પરથી કળાઈ આવતી હતી. અને કદાચ એની માની છેલ્લી ઇચ્છા જ દીકરાની વહુનું મોં જોઈને જવાની હશે. કદાચ માનાં એવાં વેણને કારણે જ માધુએ ઝટપટ આ લગ્ન પતાવી નાખ્યાં હશે. નહીં તો એની કમાણી જોતાં એ લગ્નની વાત વિચારે જ નહીં. બેશક, મા હવે અવસાન પામી છે, એથી એનું ખર્ચ ઘટયું છે. કોણ જાણે, કદાચ મા હવે ઝાઝું નહીં જીવે એ ગણતરીએ જ એણે પરણવાનું સાહસ ખેડયું હોય. આવું પણ બની શકે. અને શ્યામ ફરી મનોમન ગણગણ્યો — સા...લા દગાબાજ. એને અકારણ જ માધુ ઉપર રોષ ચડતો હતો. ઠંડા મગજે એણે વિચાર્યું કે માધુને હવે બેઉ બાજુથી સપડાવી શકાશે. સીધો એની પાસે જઈને કહીશ — 'કેમ માધુ?'

અને માધુ એને જોતાં જ ભયંકર રીતે ચમકીને, પરાણે જરા હસીને કહેશે — શ્યામ! તું તો ઓળખાતો જ નથી!... પછી...

— તું જરા જાડો થયો છો. — શ્યામ હસીને માધુની પત્ની તરફ જોઈ કહેશે અને ભવાં નચાવશે — કોણ?

— અરે હા, તને જણાવતાં ભૂલી ગયો. એ છે માધુરી — મારી પત્ની; અને પછી જાણે પાણીમાં પડી ગયો હોય એમ પત્ની બાજુ ફરીને માધુ જણાવશે — માધુરી, જો, આ શ્યામ. મારો જૂનો દોસ્ત. એની વાત — અને પછી શ્યામ બાજુ વળીને કહેશે — તારી ઑફિસે હું ખબર આપવા ગયો હતો પણ ત્યાંથી જાણવા મળ્યું કે તને રજા આપવામાં આવી છે.

બસ, માધુ આટલું કહેશે અને શ્યામને માધુનું અપમાન કરવાનો બરાબરનો મોકો મળી જશે, સૌની હાજરીમાં માધુએ શ્યામને નોકરીમાંથી રજા આપવામાં આવી છે એમ શા માટે કહ્યું? ને પછી પોતે આછું હસીને કહેશે, હા ભાઈ, નોકરી છૂટી ગઈ. પછી ગળું જરા ખંખારીને જણાવશે — માધુની પત્ની અને આજુબાજુના સૌ સ્પષ્ટપણે સાંભળી શકે એ રીતે કે — માધુ, તારી પાસે મારી બાકી નીકળે છે એ રકમ...

માધુ ચિંતાતુર થઈ એની સામે જોઈ રહેશે ને પૂછશે — ક્યાં? ક્યારે લીધા હતા? જરા યાદ કરાવ તો?

— 'વાહ, ભૂલી ગયો સાલ્લા! ગયા શિયાળામાં એક રાતે પીવા માટે લઈ ગયો હતો તે! યાદ નથી?' આટલું કહેતાં કહેતાં એ જોશે કે માધુની પત્ની ધ્રૂજી ઊઠી છે.

અને માધુ પણ ભયંકર દહેશત ખાઈ ગયો છે, એ બીતાં બીતાં પૂછશે — હું?

— હા, હા, સાલા તું. ભૂલી ગયો તે દિવસે શનિવાર હતો. રેસમાં પાંસઠ રૂપિયા હારીને આવ્યો હતો, પવનનન્દન અને ટિટોની ઉપર તેં ડબલ લગાવ્યા હતા. પછી ખલાસી ટોલા —

માધુએ જીવનમાં ક્યારેય દારૂનો છાંટો સરખો પણ લીધો હોય એવું સંભારણું શ્યામની સ્મૃતિમાં નથી છતાં આવી વાત વધુ ન લંબાય એ માટે માધુ શુષ્કપણે હસીને કહેશે — અરે હા, હા. પણ શ્યામ, તું બહુ દૂબળો થઈ ગયો દેખાય છે. એક વાર ઘેર તો આવ. હું હવે તો અહીં કલકત્તામાં જ રહું છું. અહીં જ નોકરી કરું છું.

અને શ્યામ તુરત પૂછશે, ભલે આવીશ, પણ તારું ઠેકાણું?

અને પડી ગયેલ મોંએ માધુ જણાવશે — ટ્યૂશનની હાયહાયમાં ઘેર રહી

શકતો નથી. તું રજાને દિવસે પહેલેથી જણાવીને આવજે. નહીં તો અમે બન્ને કદાચ નાટક-સિનેમા જોવા ગયાં હોઈએ —

હકીકતમાં ઠેકાણું આપીને માધુ એક નવી આફત જ નોતરશે — ધીમા ઝેર જેવી જ છે એ આફત. કારણ માધુ જાણે છે કે શ્યામ સ્ત્રીઓ સાથે અનાયાસે કેવો હળીમળી જાય છે. વળી શ્યામને નથી પરવા કંઈ આચાર-વિચારની, કે નથી ચિંતા ધર્મ-અધર્મની. ઠેકાણું આપ્યા પછી એની ચિંતા આ કારણે વધી જશે. આ બાબતમાં પત્ની સાચેસાચ સતી જેવી હોવા છતાં કંઈ ઉપાય નથી. પત્ની ઉપર પૂરો વિશ્વાસ રાખવાનું ગજું એનું ક્યાં હતું?

આવું બધું વિચારતો શ્યામ મનોમન હસી પડ્યો. આજુબાજુના લોકો તેની તરફ જોઈ રહ્યા. કાલીઘાટ આવતાં માધુ ઊતરી ગયો. ગોઆલન્દો ઘાટ ઉપર સ્ટીમરમાં થતી ભીડાભીડ જેવી ભીડમાં હાથમાં તૂટેલી ચંપલ લઈને માધુ સંકોચપૂર્વક ઊતર્યો, પાછળ ઊતરી એની પત્ની. એણે એની તરફ જોયું સુધ્ધાં નહીં. માધુની પત્નીના સાળુનો છેડો શ્યામની દાઢીને સ્પર્શી ગયો. એ નીચે ઊતરી ગયા પછી શ્યામે જરા ડોક લંબાવી એના તરફ જોયું. એ માધુ જેવી જ લાંબી છે. ટ્રામ સ્ટોપ પરથી ઊપડતી હતી ત્યારે શ્યામને થયું કે એણે કંઈક કરવું જોઈતું હતું. એને થોડો પસ્તાવો થયો, એને ઘસાઈને જ ઊભો હતો પેલો જાડિયો. શ્યામને થયું એક વાર એના વાંસા પર દાઢી ઘસું. પછી માધુને મનોમન છુટકારો આપતાં એ બોલ્યો — તું હજુ પણ વધુ સુખી થજે, હજુયે વધુ જાડો થજે, માધુ. તને આપેલા પચીસ રૂપિયા હું માંડી વાળું છું. તને આશીર્વાદ આપું છું કે તારે હવે વધુ વખત ઉઘાડે પગે ચાલવું ન પડે, નજીકમાં જ તને કોઈ મોચી મળી જાય. મનમાં ને મનમાં આવું બોલતાં એને બહુ નિરાંત વળી.

બીજે એક દિવસે ડબલ ડેકરમાં એ ક્યાંક જતો હતો. કૉલેજ સ્ટ્રીટ પાર કરી આગળ જતાં એણે ઉપલે માળે બેઠાં બેઠાં જ રસ્તા પર જોયું તો એક ગલીને નાકે ભીંતને અઢેલીને મિનુ ઊભી છે. એણે શિયાળ-વાનનું પુલોવર અને કાળું નૅરો પૅન્ટ પહેર્યું હતું. પગમાં હૉકી-બૂટ હતા. એ અદબ વાળીને અને એક ગોઠણ વાળીને પગની પાની દીવાલ સરસી રાખી નીચી નજરે ઊભી હતી, એકાએક જોનારને એ ઊંઘી ગઈ છે એમ જ લાગે. પરંતુ શ્યામ જાણે છે કે મિનુ પળ-વારમાં એ છટા બદલી શકે છે. એ ટટ્ટાર ઊભી રહે છે ત્યારે એનો શામળો ચહેરો ચળકી ઊઠે છે. પળવાર મિનુને આ રીતે જોયા પછી શ્યામનું મન 'મિ...નુ' કરતું ચિત્કાર કરી ઊઠ્યું. એ ઉતાવળે ઉતાવળે નીચે ઊતરવા જતો હતો પણ

બસમાં બેસુમાર ભીડ હોવાને કારણે એ નીચે ઊતરે એટલી વારમાં બસ બે સ્ટૉપ આગળ વધી જાય એવું હતું. ઉપરાંત એ પેલી ગલીને નાકે પહોંચે ત્યારે મિનુ ત્યાં જ ઊભી હોય એવું પણ કંઈ નક્કી નથી. અને મળવાથી દર વખતે કંઈ હેતુ બર આવે એવું પણ નથી. મિનુ કોઈ કામમાં હોય તો એને ઓળખવાની પરવા પણ ન કરે અથવા અમસ્તું એવું જરા હસીને કદાચ કહે — 'અરે શ્યામ તું! ઑફિસ તો બરાબર ચાલે છે ને?' અને પછી ઊંઘભરી આંખે ઉદાસીન નજરે એની સામે જોઈ રહેશે ને કહેશે — 'શ્યામ, આજે તું તારે જા. હું આજે અત્યંત કામમાં છું.' — 'શા કામમાં?' અને જવાબમાં માથે આંગળી ફેરવતાં તદ્દન ધીમા સાદે મિનુ કહેશે કે — 'હમણાં જ અહીં તોફાન થવાનું છે માટે તું ચાલ્યો જા.'

મિનુ આવી વાતો કરે છે ત્યારે શ્યામને એની આંખમાં એક પ્રકારની વીજળી દેખાય છે. શ્યામને એકાએક એમ લાગે છે જાણે મિનુના ગળામાં માઇક્રોફોન બાંધ્યું છે, એનો અવાજ બહુ ઊંચો થયા વિના ખૂબ ઊંડા કૂવામાંથી આવતા ઘેરા અવાજ જેવો લાગે છે. એ સાદ સાંભળનાર હરકોઈના હૈયામાં જાણે એ ગુંજી ઊઠે છે.

મિનુને એ છેલ્લે મળ્યો હતો આઠ-દસ વર્ષ પહેલાં. ત્યારે એ એક નાની એવી પેઢીમાં મહિને બસોનો પગારદાર હતો. પહેલી તારીખે પગાર મળતાં ભીડાભીડવાળી એક બસમાં દરવાજા પર ઝૂલતો એ પાછો ફરતો હતો. કાલીઘાટના સ્ટૉપ પરથી બસ ઊપડવાના સમયે એણે અસ્પષ્ટપણે સાંભળ્યું, જાણે કોક એને બોલાવે છે. બસ ઊપડતાં એણે જોયું તો ભીડમાં કોઈનો લોખંડી પંજો એની કોણીને જોરથી ભીંસી રહ્યો છે. વળતી પળે જ એ પંજાએ એનો હાથ બસના હૅન્ડલથી અળગો કરાવ્યો, એનું મોં કોઈના માથા સાથે ભટકાયું, એની કોણી કોઈની છાતીમાં વાગી. બારણા પરના લોકો હો...હા કરી ઊઠ્યા, બસ અટકતાં અટકતાં પણ ન અટકી. હવાને પકડવાનાં ફાંફાંમાં ખાલી હાથ ઊંચા કરતો એ ઊંધે માથે ફૂટપાથ પર પટકાઈ જ જાત પણ કોઈએ એને બચાવી લીધો અને ઊભો રાખ્યો. વેદનાને અંગે એની આંખમાં આંસુ આવી ગયાં. એનું માથું ધમધમતું હતું. થોડી વાર સુધી તો એને સમજાયું જ નહીં કે આ બધું કેમ કરતાં બની ગયું? કોણે એને નીચે ખેંચી લીધો? પછી એણે મિનુને જોઈ. મિનુ એના શિયાળાના અચૂક પોશાકમાં હતી. શિયાળ-રંગનું પુલોવર અને કાળું નૅરો પૅન્ટ. એ હસતી હતી. ત્યાં બીજા રાહદારીઓ ઊભા હતા એટલે એ શ્યામને હાથ પકડીને એક બાજુ લઈ ગઈ.

અને પછી સામસામા ઊભા રહીને મિનુ એનો લાંબો લોખંડી પંજો આગળ કરી સહજપણે શ્યામના ખભા પર મૂકી ચૂપચાપ હસી — તને વાગી ગયું શ્યામ? શ્યામે આછું હસતાં માથું હલાવ્યું — ના; અને ફરી જરા હસી મિનુએ પોતાનો જમણો હાથ ધીરે ધીરે શ્યામના ખભા પરથી સેરવી પોતાના પૅન્ટના ગજવામાં સેરવી દીધો. પછી ઠીક ઠીક વાર સુધી એ ચૂપચાપ ઊભી રહી. ઊભા રહેવાની મિનુની મુદ્રા જોઈને એવું લાગતું જાણે એ ધરતી સાથે જડાઈ ગઈ છે, એને જરાય હલબલાવી નહીં શકાય. એની આંખો આમેય સુંદર છે. લાંબી, મીઠી ને સ્નેહાળ. એની અર્ધ-બિડાયેલ પાંપણવાળી આંખો ચારે બાજુએ ઉદાસી નજરે નિહાળતી હતી. પરંતુ ક્યારેક જ્યારે એ એકાએક ભવાં ખેંચીને ગંભીરપણે જુએ છે ત્યારે પળવારમાં એ જ ચહેરો એકદમ પલટાઈ જાય છે. ત્યારે એ દયાવિહોણી નિષ્ઠુર મિનુને ઓળખી જ ન શકાય. જરાક ભવાં ખેંચીને એ ઘણી વાર મૅજિક બતાવી શકે છે. ત્યારે શ્યામ સીધોસાદો સરળ વિદ્યાર્થી જેવો હતો તેથી જરા મૂંઝાતાં મૂંઝાતાં એ મિનુની એ અધખૂલી અર્ધઊંઘતી આંખો તરફ જોઈ જ રહ્યો. એ સ્પષ્ટપણે જણાવવા માગતો હતો કે — 'હું તને અહીં જોઈને ખુશ નથી થયો. મને આનંદ નથી થયો મિનુ.'

લાંબી વાર સુધી ચિંતાતુર વદને શ્યામ તરફ જોઈ રહ્યા પછી મિનુ એકાએક બોલી — 'આજે પહેલી તારીખ છે. તારા ગજવામાં આજે ઘણા રૂપિયા છે ને?' અને શ્યામને સમજાયું કે બાળપણના મિત્ર લેખે મિનુ એને માત્ર થોડી વાત કરવા ખાતર બસમાંથી ખેંચી નથી આવી. મિનુને મળતાં એને આનંદ નથી થયો તે કદાચ મિનુ જાણે છે. હકીકતમાં હવે એને મિત્ર કહી શકાય એવી મૈત્રી એમની વચ્ચે નથી. ક્યારેય હતી તેવું પણ કહી ન શકાય. આથી જ શ્યામ એના મોં તરફ જોઈ કંઈ અનુમાન તારવવા જતો હતો. વિના કારણ જ એ જરા થડકી ગયો હતો. સાંજટાણે રસ્તામાં આજુબાજુ બીજા ઘણા હોય છે છતાં શ્યામને પોતે એકાકી છે એમ લાગતું હતું. મિનુ કેવી નામચીન હતી અને કાળવી જણાતી હતી! મિનુના ચહેરા સામે જોઈ રહી એણે કહ્યું — 'હા, આજે પગાર મળ્યો છે.'

પોતાના બંને હાથ ગજવાંમાં મૂકી, બેઉ ખભા જરા ઉલાળી મિનુ ફરી મૂંગેમૂંગી હસી — હું જાણતી જ હતી, એથી જ તને પેલી બસમાં જવા ન દીધો. એ બસ 'ગરમ' હતી. 'ગરમ'નો અર્થ શ્યામ જરાયે નહોતો સમજતો એવું નહોતું. તે છતાં એ ચૂપચાપ રહ્યો. મિનુએ મમતાથી હસીને કહ્યું —'એ બસમાં જે

અમુક છોકરા હતા એમને હું ઓળખું છું. એ બધાનો હાથ અત્યંત હળવો છે, તને ખબર પણ ન પડે ને ગજવું કપાઈ જાય.' આ સાંભળી શ્યામના હાથ સહસા ગજવા તરફ ગયા. હાથ ઊંચો કરી મિનુએ જણાવ્યું — 'ચિન્તા નથી. બધું બરાબર છે. મેં જોઈ લીધું છે.' અને મિનુની આળસુ, નિસ્તેજ ઉદ્દેશવિહોણી દેખાતી આંખો તરફ જોઈ હસતાં હસતાં શ્યામે કહ્યું — 'તેં તો મને ખિજવડાવી દીધો. તારી આંખ તો ગજબ છે ભાઈ !' પરંતુ મિનુનું ધ્યાન ત્યારે શ્યામ તરફ કે બીજે ક્યાંય નહોતું, છતાં શ્યામને થયું કે મિનુની નજર કેટલી લાંબી છે ! એ કેટલે દૂર સુધી જોઈ શકે છે ! મિનુ હસી. એક નીરવ હાસ્ય. એના એ હાસ્યમાં કોઈ ઇચ્છા કે પ્રાણ નહોતા જણાતા. શ્યામને ઓચિંતાનું યાદ આવ્યું કે આજે મિનુની અગમચેતીને કારણે જ એનો પગાર બચી ગયો છે. છતાં એનામાં જરા જેટલીયે આભારની લાગણી જાગતી નથી ? એને શરમ આવી. એ મિનુને એ સાચે જ નથી ચાહતો તે કારણે. આ બરાબર નહીં. આવું થાય એ યોગ્ય ન ગણાય. અને અણગમતો ઠંડો સ્પર્શ દૂર કરવા એણે ઝટપટ કહ્યું — 'મિનુ, ચા પીવી છે ને ? ચાલ, તારી સાથે ઘણા દિવસથી નિરાંતે કંઈ વાતો પણ નથી થઈ.'

પરંતુ મિનુ એની વાત સાંભળતી નહોતી. એણે એકાએક શ્યામને ભૂલી જઈ એની ચમકેલી આંખો ડાબી બાજુથી જમણી બાજુ ફેરવી કંઈક જોઈ લીધું. અને વળતી પળે ફરી સુસ્ત મુદ્રામાં ઊભી રહી એ હસી. પુલોવર જરા નીચું ઉતારી એણે કમર ઉપરનો પહોળો બેલ્ટ, જે દેખાતો હતો તે ઢાંક્યો અને કહ્યું —'હું એકલી નથી શ્યામ, મારી સાથે મારા સાથીઓ પણ છે.' અને શ્યામના હૈયામાં ફરી ફાળ પડી. મિનુની પછીતે પીળા રંગે ધોળેલું ચર્ચનું મકાન હતું. સામે જ બસસ્ટૉપ પરની ભીડ હતી, જરા દૂર એક પાર્ક દેખાતો હતો. પાનખરનાં પાંદડાં વિનાનાં વૃક્ષો પર કાગડા બેઠા હતા. ધૂળથી રજોટાયેલા લોકો પગપાળા આવ-જા કરે છે — આ બધામાં ક્યાં હશે મિનુના પેલા સાગરીતો ? શ્યામને કલ્પના હોવા છતાં એનો પત્તો ન લાગ્યો. એણે પૂછ્યું — 'ક્યાં છે એ બધા ?' મિનુ ફરી હસી. — 'ભીડમાં ભળેલા છે. તું એમને નહીં ઓળખી શકે. એ કરતાં ચાલ, તને પહોંચાડી દઉં. એક ઠંડી બસમાં ચાલ્યો જજે.' ને શ્યામને થયું — આ મિનુનો એક જુદો સમાજ છે જ્યાં શ્યામ જેવા માણસનું જરાયે સ્થાન નથી, જ્યાં પોતે મિનુ પાસે બાળક જેવો છે. નાનપણમાં એને મિનુ સાથે છાની ગોઠડી હતી. અને ત્યાર પછીના આટલા સમય દરમિયાન એને અને આ લગભગ અજાણ જેવી મિનુને બીજી ઘણીયે ખાનગી વાતો થઈ છે જેની ચિંતા

બન્નેમાંથી કોઈએ કરી નથી. આમ છતાં શ્યામ ત્યાંથી તુરત જઈ શકતો નહોતો. એને થયું — મિનુને જરા વધુ સમજાવવાની જરૂર છે, અને એણે કહ્યું — 'મિનુ, મારે તારી સાથે થોડીક ખાસ વાતો કરવાની છે.' મિનુએ ભવાં ખેંચીને પૂછ્યું — 'શી વાત છે?' શ્યામે નિખાલસપણે કહ્યું — 'છે. થોડીક અગત્યની વાતો છે.' અને શ્યામની આંખોમાંનું ઊંડાણ વરતી જઈને મિનુ બોલી — 'ભલે, એક દિવસ નક્કી આવીશ તારે ઘેર. આપણે સાથે મળીને માંસ પકાવીશું અને પછી આખી બપોર પડ્યાં પડ્યાં વાતો કરીશું....' આ વખત શ્યામનું ધ્યાન મિનુની વાતોમાં નહોતું. એ ધ્યાનથી જોતો હતો નજીકમાં જ રસ્તાને નાકે ગિરજાની રેલિંગને અઢેલીને બાજુ બાજુમાં ઊભેલા બે જણ તરફ. એ માણસોએ એક વાર પણ એની બાજુ કે મિનુ તરફ નજર નહોતી કરી. નીરવ રીતે એકાએક હવામાંથી જ પ્રગટ્યા હોય તેમ તેઓ ત્યાં દેખાયા હતા. એ બેઉ જણ સિગારેટ પીતા પીતા ઉદાસ નજરે માર્ગ તરફ જોઈ રહ્યા હતા. એમનો પહેરવેશ સાદો — ચાલુ ધોતિયા-ખમીસનો — હતો. ખમીસની બાંયો ચડાવેલી હતી. એ બન્ને એવા સાધારણ જણાતા હતા કે એકાએક જુઓ તો કંઈ ખબર જ ન પડે એમની અસામાન્યતા અંગેની. પરંતુ કોણ જાણે શાથી એમની ઊભા રહેવાની રીત અને આંખોની દૃષ્ટિ પરથી શ્યામને તેઓ અત્યંત ક્રૂર, નિર્દય છે અને એમનો મિનુ સાથે મેળ છે, એમનું સીધાસાદા-પણું અને એમની આ મુદ્રા તો માત્ર લોકોને બતાવવા પૂરતાં જ છે એમ જણાયું. હકીકતમાં અમુક અમુક કામમાં આ લોકો અજબના કાબેલ છે. અને શ્યામ એકાએક મિનુ તરફ ફરી હસ્યો —'તારી સાથે બીજા કેટલા છે મિનુ? આ બેને તો મેં જોયા' કહી એણે આંગળી ચીંધી પેલા બે તરફ અને મિનુએ વીજળીવેગે પોતાના લાંબા સખત હાથે મિનુનો એ હાથ નીચો કરી નાખતાં કહ્યું —'આમ ચીંધવાબીંધવાનું કરતો નહીં.' મિનુ જરા વ્યગ્ર જણાઈ, તેમ છતાં એણે હસીને કહ્યું — 'એ બે સિવાય બીજા ચાર છે. તારી આંખો પણ બહુ ચકોર છે હોં શ્યામ! પણ હવે તું તારે ઘેર જા.'

અને શ્યામને જાણે લહેર પડતી હોય તેમ એણે કહ્યું — 'ઊભી રહે મિનુ, તારા એ બાકીના ચાર સાગરીતોને પણ હું બરાબર શોધી કાઢીશ.' શ્યામ જાણે મિનુએ આપેલા કોઈ પરાજયનો ઉત્તર આપતો હોય તેમ ચારે બાજુએ નજર કરતાં કરતાં બોલ્યો. અને મિનુએ ભારે હાથે શ્યામનો ખભો હલબલાવીને કહ્યું — 'એને તારે શોધવા નહીં પડે, મારી સાથે જરા ચાલ એટલે હું જ તને ઓળખાવી દઉં'. અને શ્યામ તરફ પાછી ફરી મિનુ ઉતાવળે લાંબાં પગલાં ભરતી ચાલવા

માંડી. શ્યામ એની પાછળ પાછળ ચાલતો હતો. જરા આગળ વધી મિનુ ઊભી રહી, પાછું વાળીને એણે શ્યામને કહ્યું — 'જો !' — શ્યામે મિનુની એકદમ નજીક જઈ ને પૂછ્યું — 'ક્યાં ?' અને મિનુએ ઇશારાથી 'ફૂટપાથ બાજુ' જણાવ્યું — પણે, પેલી ચાની હૉટેલની સામે પેલા બે ઊભા છે ને ! એક ઠીંગણો એવો — લાલ – સુરખી રંગના પુલોવરવાળો, ગજવામાં હાથ રાખીને ઊભો છે તે, અને બાજુ લાંબો-પહોળો સશક્ત, ગોળ ગળાનું ગંજી અને મારા જેવું જ કાળું પેન્ટ પહેરેલો દેખાય છે તે. ધીરે ધીરે શ્યામના ધ્યાનમાં આવ્યું કે આજે કોઈ ખાસ વ્યક્તિ માટે ફંદો ગોઠવાયો જણાય છે, અને એના હાથ ઢીલા પડી ગયા છતાં પૂરી સ્વસ્થતાથી પોતાના સાદમાં સ્વાભાવિકતા લાવી એણે પૂછ્યું — 'અને બાકીના બે ?' ને મિનુએ જે રીતે કોઈ પોતાના મહેમાનને ઘર બતાવે તે રીતે ગણતરીનાં ડગલાં આગળ વધી શ્યામને કહ્યું — 'આ બાજુ આવ.' શ્યામે જોયું તો પાર્કને અડીને જ એક ગલી હતી. મિનુ મૂંગી મૂંગી હસી. આજે જેનો શિકાર કરવાનો છે તે આ ગલીમાં રહે છે. ગલીને નાકે મોટર ડાઉન કરેલી એક ટેક્સી ઊભી હતી, જેમાં પાછલી સીટ પર એક જણ બેઠો હતો જે ત્યાંથી બરાબર દેખાતો નહોતો. એક ઊંડો શ્વાસ મૂકી શ્યામે પૂછ્યું — 'અને છેલ્લો એક ?' જવાબમાં મિનુએ માથું ધુણાવ્યું, 'એ અહીં નથી. એ અમારા શિકારને લેવા ગયો છે. એને હેરવીફેરવીને લાવવો પડશે.' અને શ્યામના માથામાં ચિન્તાનું ધુમ્મસ ઘેરાવા લાગ્યું. એના પગ થર થર ધ્રૂજવા લાગ્યા. એને થયું જાણે મિનુ અહીં આ સ્થળે અદૃશ્ય રીતે એક સ્ટેજ ઊભું કરી રહી છે. હમણાં જ જાણે નાટક શરૂ થશે, અથવા નાટક નહીં તો કંઈક બીજું જ. કારણ મિનુના આવા બધા સાહસમાં અનિવાર્યપણે થોડુંક લોહી તો રેડાય જ છે. છતાં એક શુષ્ક હાસ્ય હસી એણે કહ્યું — 'મિનુ, તમે કોને ફસાવ્યો છે ?' મિનુ હવે હસી નહીં. એનાં ભવાં જરા સંકોચાયાં. એની આંખો વેધક હોવા છતાં એ પળે એ તેવી નહોતી લાગતી. કોઈ અસહાયની જેમ હોઠ ઉલટાવીને એણે કહ્યું — 'કોણ જાણે ! મનેય એની ખબર નથી.' અને શ્યામે મનોમન પૂછ્યું — તો ? — મિનુ કપાળ પરની વાળની લટ ઠીક કરતાં – લટને આંગળીએ વીંટતી ઉદાસ અને અન્યમનસ્ક જણાતી હતી. થોડી વારે શ્યામ બાજુ ફરીને એ બોલી —'શ્યામ, તું હવે ઘેર જા. આપણે ફરી એક વાર મળીશું.' શ્યામે મૂંગેમૂંગા મિનુથી અવળી દિશામાં ચાલવા માંડ્યું. થોડે દૂર જઈ ને એણે પાછળ જોયું તો મિનુ તેના તરફ તાકી રહી છે. મિનુની આંખોમાં બેચેની દેખાતી હતી. શ્યામ મિનુ પાસે પાછો ફર્યો. જાણે એ પૂછવા માગતો હતો કે, મિનુ,

આ બન્ને તારા દોસ્ત છે? કેવા દોસ્ત છે? જેવો દોસ્ત એક દિવસ હું હતો તેવા જ? મિનુએ કૌતુકસહ શ્યામ તરફ જોયું ને માથું હલાવી હા ભણી. શ્યામને જાણે ઊબકા આવવા માંડયા. બધી બાજુનો સરખો વિચાર કરવા જેવું સ્વસ્થ મન એને નહોતું. છતાં મિનુના વદન પર એણે એક અસહાય દ્વિધા જોઈ. અને માથું હલાવી દર્શાવ્યું કે તારી મનઃસ્થિતિ હું જાણી ગયો છું, અને પછી એ બોલ્યો — 'વારુ મિનુ, હું ત્યારે જાઉં છું.' મિનુએ ધીમેથી માથું હલાવ્યું—'ભલે.' — 'તો પછી હવે આવે છે ને એક દિવસ? રજાને દિવસે આવજે.' મિનુએ ઇશારાથી હોંકારો ભણ્યો, અને પછી મશ્કરીમાં કહ્યું — 'જો જીવતી હઈશ તો.' આટલા શબ્દોએ જ જાણે શ્યામને મિનુથી અળગો કરી નાખ્યો. એ ઝડપથી બસસ્ટૉપ તરફ ઊપડ્યો. એણે પાછું વાળીને જોયું જ નહીં.

પેલા ગિરજાની રેલિંગને અઢેલીને ઊભેલા પેલા બે હજુ સુધી એમ ને એમ જ ઉદાસ ચહેરે ઊભા હતા. એ બેઉએ અવગણનાપૂર્વક શ્યામ તરફ જોયું. શ્યામે એ તરફથી મોં ફેરવી લીધું અને એ બસસ્ટૉપ પરની ભીડમાં સૌ સાથે ભળી ગયો. ઠંડી ખાસ એવી નથી છતાં શ્યામના હાથપગ ને ખભા ઠંડા જણાતા હતા. એની છાતીમાં તરફડાટ ઊપડ્યો હતો — જાણે એની અંદર કોઈ હડિયાપાટી કરી રહ્યું હતું. એનો શ્વાસ મૂંઝાવા લાગ્યો. ક્યારેક ક્યારેક એને આવું થઈ આવે છે. હૃદય કંપવાની એને જૂની માંદગી છે. બસસ્ટૉપ પરની ભીડ, પાછળની દુકાનોની તેજ રોશની, જમણીડાબી બાજુનાં કેટલાંક ગાઢ વૃક્ષો — બધું જ જાણે એકદમ નિષ્પ્રાણ હતું. હજુ હમણાં જ તો એ ઑફિસેથી નીકળ્યો, ભીડમાં ધક્કામુક્કી કરી બસમાં ચડ્યો, તે પછી મિનુએ એને નીચે ઉતાર્યો ત્યાં સુધી બધું સ્વાભાવિક જણાતું હતું. પરંતુ હવે હાથપગ ઠૂંઠવી નાખે એવી ટાઢ વાય છે. છાતીમાં મૂંઝારો ને ધ્રુજારી ઊપડી છે અને એક અજાણ ચિન્તાથી એનું મન ચિન્તાતુર બની ગયું છે. એને ઓચિંતાનું એવું થાય છે જાણે આ શહેરને એ ઓળખતો નથી — જેમ એની બાળપણની સાથી મિનુને અને એના પેલા બે મિત્રોને એ ઓળખી શકતો નથી.

મિનુ માટે પણ તે દિવસની સાંજ સ્વાદવિહોણી બની ગઈ હતી. બસ ઊપડી ગયા પછી એણે સાવધ થવાનો પ્રયત્ન જ ન કર્યો. હેન્ડલ પકડી એ ઝૂલતો હતો. એને ખ્યાલ આવતો હતો કે ઘણાબધા હાથ એની આસપાસ ઘેરો ઘાલી રહ્યા છે પણ એમાં કોનો શો ઉદ્દેશ હતો તે જાણવાની એણે પરવા જ ન કરી.

તે પછી ઘણા દિવસ સુધી ભીડમાં એણે નજર ચકોર રાખી છે અને એને જણાયું છે કે એમાં રુક્ષ ચહેરાવાળા, ક્રૂર જણાતા કેટલાક લોકો પોતાની જાતને ગોપવતા તેના તરફ વેધક નજરે જોઈ રહ્યા છે. અને એના હૈયામાં ઘમસાણ મચી રહ્યું છે. પોતાના હૈયાનો તરફડાટ જાણે પોતે સાંભળી શકે છે. જાણે નજીકમાં જ ક્યાંક મિનુના પેલા છ સાથી હવામાં ભળી જઈને ચૂપચાપ એની રાહ જોતા બેઠા છે. જોકે એ જાણે છે કે એનો એ ભય અકારણ છે. હકીકતમાં એનું જીવન એટલું તો સીધુંસાદું ને સરળ છે કે એનામાં કોઈનું કંઈ પણ નાનું-મોટું અહિત કરવાનું ગજું જ નથી. અને તો કોઈ શા માટે એના પર ભયંકર વેર વાળે?

ત્રેવીસ-ચોવીસ વરસના પેલા ગભરુ છતાં દયાવંત શ્યામને હવે ક્યારેય કોઈ પણ મળી નહીં શકે. અને આ વાત વિચારતાં જ શ્યામ જરા આછું એવું હસી પડે છે. સ્ટેટ બસની બારીમાંથી એણે જોયું — જાણે બહારની ભીડમાં શ્યામ પગપાળો ચાલ્યો જાય છે. એ શેરીને નાકે બેઠેલા ભિખારીઓનાં ભિક્ષાપાત્રમાં પૈસો-બે પૈસા નાખતો જાય છે અને ભિક્ષાપાત્રમાં એણે નાખેલા પૈસાનો ખણખણાટ શમે ન શમે ત્યાં તો બે હાથ જોડીને કોઈનેય ખબર ન પડે તેમ એ ચાલ્યો જાય છે અથવા બસના દરવાજામાં કોઈ ખીસાકાતરુ પકડાયો છે અને એ ઉતાવળે પગલે ભીડમાંથી નીકળી સલામત શેરીમાં ચાલ્યો જાય છે. આવું વિચારતાં વિચારતાં મનોમન હસીને એ બોલ્યો — 'ઓ શ્યામ ધ કાઇન્ડ હાર્ટેડ!'

એ પ્રસંગ પછી ઘણા સમયથી મિનુ એને ફરી મળી નથી. કારણ ધીમે ધીમે શ્યામની નોકરી બદલાવા લાગી. એની આવ-જા અમુક જ માર્ગો પૂરતી મર્યાદિત બની. ઑફિસ, રેસ્ટોરાં, બાર અથવા દક્ષિણ કલકત્તાના કોઈ સારા લત્તામાં નાનું એવું એક રળિયામણું ઘર. આટલામાં જ એનું સુખ સમાઈ જતું. જ્યારે મિનુ તો ગંદી ગલીઓમાં ફરતી. ચાની હોટેલમાં, પીઠામાં કે જુગારના અડ્ડામાં, અથવા પારુલ કે પેલી ચંપાને ત્યાં ફરતી ફરે છે. મિનુ અને શ્યામ બન્ને પાસે પાસે જ હતાં છતાં જાણે જુદાં જુદાં શહેરોમાં વસતાં હતાં. એકની અંદર એક બીજું અથવા બીજાં ઘણાં કલકત્તા જાણે સમાઈ જતાં હતાં! જાણે એ બન્ને એક જ શહેરમાં નહોતાં વસતાં. જેમ બસની એક બાજુથી જુદું દેખાતું ને બીજી બાજુથી બીજું જ નજરે પડતું તે રીતે. પાંચમા માળની અગાશી ઉપરથી જે આકાશ દેખાય અને સુધરાઈના રસ્તા પરના 'મેન હોલ'ના ઊંડાણેથી જોતાં જે દેખાય તેમાં ફેર પડે છે. હકીકતમાં ફેર દૃષ્ટિકોણનો છે, ક્યાંથી જુઓ છો તેનો

છે. અહીં જુદા જુદા પ્રકારનું કલકત્તા આ એક કલકત્તામાં સમાયેલું છે. અને શ્યામને મન થયું કે હમણાં જ જઈને મિનુની સામે ઊભો રહી, એને ખભે ધબ્બો મારીને જણાવું કે અરે દોસ્ત મિનુ, કેમ છો ઉસ્તાદ? ને પછી ધીરેથી કહું કે દોસ્ત મને પણ તારી ટોળીમાં સામેલ કરી લે. પછી જોજે આ બંદાના ખેલ! હું કઈ રીતે બે હાથે મશીન યા પંચ ચલાવું છું તે જોજે! અને ઉપલા કપડાની નીચે પેટમાં કઈ સિફતથી છરી હુલાવું છું તે પણ જોજે. છરી એવી તો ફેરી ચલાવીશ કે જાણે માખણના પિંડામાં હુલાવતો ન હોઉં! તું જોજે સોડાની બાટલી કેવી ફડાફડ ઊડે છે તે! અને પછી એના છૂપા અડ્ડામાં ચાની દુકાનની પાછળની સાંકડી ગલીમાં, જ્યાં ભીંત પર સ્ત્રીઓનાં ભાત ભાતનાં વિકારી મુદ્રાઓવાળાં કેલેન્ડરો લટકતાં હોય છે ને મોટી મોટી માખીઓ બણબણતી હોય છે ત્યાં જઈને બેસીશું. ત્યાં મિનુની અડોઅડ બેસીને આત્મીયતાપૂર્વક કહીશ કે તારે શું ચાલશે ગુરુ? ઝિટ કે ઍન્ટિક? મિનુ આ ભાષા જાણે છે તેની શ્યામને ખબર છે. ઝિટ એટલે ગાંજો અને ઍન્ટિક એટલે ગાળેલો દારૂ. બરાબરનું ઘેન ચડયે પોતે જ માથું હલાવીને કહેશે કે — ના, ગુરુ, તારું ચસકી ગયું છે. હવે તારી ઉમ્મર થઈ છે. મારા કરતાં તું છ વરસ મોટો છો. મને બત્રીસ થયાં હોય તો તને... પણ જવા દે યાર, બોલ, હમણાં શું ચાલે છે? ધાકધમકી કે પાકીટ-મારી? પકડાઈ ગઈ'તી? કેટલા ચાંપ્યા? એ સાલ્લાઓ તો કેશમેમો આપતા નથી નહીં તો આંકડો હજારોએ પહોંચ્યો હોત ને? ખરી વાત છે ને ઉસ્તાદ? પણ તું ચિન્તા ન કરીશ, ચિન્તા ન કરતો મિનુ. હું તારો ગયેલો સમય — તારા પેલા દિવસો પાછા લાવી આપીશ. મારું લોહી ઊગતા જુવાનિયા જેવું ગરમ છે પણ મારું માથું અનુભવી વૃદ્ધ જેવું ઠંડું છે અને મારી આંખો જાસૂસ જેવી ચકોર છે. આ બંદો હરકોઈ રીતે જીવવા-મરવા તૈયાર છે. શું કહું ગુરુ તને? એક વીક પૉઇન્ટને કારણે મેં ગજબનો માર ખાધો છે — માબાપ સામેની ગાળ હું જીરવી ન શક્યો, નહીં તો....

બસમાં શ્યામની બાજુમાં બેઠા હતા તે ભાઈએ એની સામે જરા ઝૂકીને પૂછ્યું — 'તમે શું કહો છો?'

અને શ્યામ એકદમ ચોંકી ગયો. એને ધ્યાનમાં આવ્યું કે પોતે બેધ્યાનપણે કંઈક બબડી ગયો હશે. અને એણે પોતાની સામે તથા આગળ-પાછળ એક નજર ફેરવી. બે-ત્રણ જણે પાછું વાળી એની સામે જોયું. વિવેકાનંદ રોડ આવતાં એ ભીડમાંથી મારગ કરી નીચે ઊતરી ગયો.

વહેલી પ્રભાતે કોઈએ બારણું ખખડાવ્યું ને શ્યામની ઊંઘ ઊડી. ઊભા થઈ ને એણે બારણું ઉઘાડયું અને જોયું તો સામે ઈતુ ઊભી છે.

— 'ઈતુ !'

— 'શ્યામ !'

— ઈતુ જાણે શ્વેતમૂર્તિ જેવી ઊભી હતી. એના સાડી, બ્લાઉઝ અને એના હાથમાંની બૅગ બધું શ્વેત હતું. એનું કપાળ પણ ચંદનના પ્રલેપને કારણે શ્વેત જણાતું હતું. શ્યામની ઊંઘે ભરી આંખોને એ શ્વેત રંગ ખટકવા લાગ્યો. આંખો પટપટાવતાં હસતાં હસતાં એણે કહ્યું — 'હાથમાંની વીણા કયાં ભૂલી આવી ?'

પ્રભાતનો તડકો બારી વાટે અંદર આવતો હતો એની આભામાં ઈતુ સુંદર જણાતી હતી. પણ સાથે જ એ ગંભીર પણ દેખાતી હતી. હજુ એ બારણાંની ચોગઠ વટાવી અંદર નહોતી આવી. એણે કહ્યું — 'પહેલાં જરા ઘર ઠીકઠાક કરી નાખ શ્યામ. આવા અસ્તવ્યસ્ત ઘરમાં કોઈ ભદ્ર મહિલા પગ ન મૂકી શકે.'

શ્યામે ઉતાવળા ઉતાવળા એની ખુરશી જરા ખેંચી ઘરની વચ્ચોવચ્ચ ગોઠવી ને પથારી પરના ચાદરનો ગોટો વાળી એને પગ બાજુ મૂકતાં જણાવ્યું — 'તું આવવાની છો એવી ખબર હોત તો અગાઉથી બધું ગોઠવી રાખત,' અને પછી પેલી ખુરશી બતાવતાં કહ્યું — 'બેસ, બેસ ઈતુ.'

ઈતુ ખુરશી પર ન બેઠી. એણે હાથમાંની બૅગનો ઘા કર્યો શ્યામની પથારી-માં, અને એક ઓશીકું લઈ કોણી ટેકવી આડી પડતાં પડતાં બોલી — 'જા, હાથ-મોં જે ધોવું હોય તે ધોઈ આવ. આજે આખો દિવસ અહીં જ રહેવાની છું.'

શ્યામ હસ્યો.

ભવાં ખેંચી ઈતુ બોલી — 'તું ટેલિફોનમાં મારી સાથે પરણવાની વાત કરતો હતો ને ?'

શ્યામે માથું નમાવી હા કહી.

— 'અને મેં હા પાડી હતી ને ?'

શ્યામે ઇશારાથી હા ભણી.

—'અને પછી તેં ચાલુ વાતે જ ફોન મૂકી દીધો ?'

શ્યામે શરમાતાં શરમાતાં 'હા' કહી.

અને એક ઊંડો નિસાસો મૂકી ઈતુએ કહ્યું — 'તું શું ઇચ્છે છે શ્યામ ?'

કંઈ જવાબ ન આપતાં શ્યામે ઊભા થઈ પાટિયા પરથી ટૂથબ્રશ ને ઊલિયું લીધું અને બાથરૂમમાં જતાં જતાં કહ્યું — 'ઊભી રહે, આજે મારે જાતે ચા બનાવીને તને પિવડાવવી છે !' ને એણે બાથરૂમનું બારણું બંધ કર્યું.

બાથરૂમમાં જઈ થોડી વાર તો એ સામેની સફેદ ભીંત તરફ શૂન્ય નજરે જોઈ રહ્યો. એના શરીરમાં હજુ સુસ્તી ભરી હતી. ક્યાંય નામનીયે ઉત્તેજના નહોતી એ નવાઈ જેવું હતું. એણે નળ ખોલી થોડી વાર પોતાના હાથ બેસિનના ઠંડા પાણીમાં બોળી રાખ્યા. એ હસ્યો. નળમાંથી આવતો કલકલ નાદ એણે ધ્યાનપૂર્વક સાંભળ્યો અને પછી ધીમે ધીમે ટૂથપેસ્ટની ટયૂબનું ઢાંકણું ઉઘાડવા લાગ્યો.

અર્ધા કલાક પછી બહાર આવી એણે મૂંગા મૂંગા સ્ટવ પેટાવ્યો અને પાટિયા પરથી આજ સુધી ન વપરાયેલ ચા-ચીનીના ડબ્બા ઉતાર્યા. દૂધનો ડબ્બો હલબલાવી ઉપરના વીંધમાંથી અંદર જોયું અને ઈતુ તરફ જોતાં હસતાં હસતાં માથું હલાવ્યું—'ચા નહીં થાય, દૂધ એકદમ સુકાઈ ગયું છે.'

— 'શું સુકાઈ ગયું છે ?' ઈતુએ પૂછ્યું.

— 'દૂધ !' ડબ્બો બતાવી શ્યામે જણાવ્યું.

અને જરાક હસીને ઈતુએ પૂછ્યું — 'ધ મિલ્ક ઑફ હ્યુમન કાઇન્ડનેસ ?'

અને ખડખડાટ હસી પડવા ઇચ્છતો શ્યામ હસી ન શક્યો. માત્ર મરક મરક થઈ એણે કહ્યું — 'શું કહેવું ઈતુ, તારી બુદ્ધિ સાચે જ વધી ગઈ છે હોં.'

— 'તું ચાની ફિકર ન કર શ્યામ. જરા અહીં આવ'.

શ્યામે હાથમાંનો દૂધનો ડબ્બો ધડ્ દેતાકને નીચે જમીન પર ફેંક્યો અને એ પાછો વળીને ઊભો. ધીરે ધીરે એ બારી બાજુ સરકવા લાગ્યો.

— 'ત્યાં નહીં, અહીં, અહીં આવ શ્યામ.' ઈતુ ધીરા શાન્ત સાદે બોલી.

શ્યામ બારીની ચોગઠ પર હાથ મૂકી, તડકા તરફ વાંસો ફેરવી ઈતુ સામે જોતો રહ્યો. હસતાં હસતાં એણે કહ્યું —'ઈતુ, આજે તું બહુ નિષ્પાપ — બહુ પવિત્ર જણાય છે.'

— 'હું જાણું છું.'

'હજુ પણ થોડી વધુ વાર તને આવી ને આવી નીરખવા દે, પછી —'

ઈતુ દાંત ભીંસીને બોલી —'પછી શું?'

— 'પછી તો આખો દિવસ તું અહીં જ છો ને?' શ્યામે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

માથું હલાવીને ઈતુએ ના જણાવી — 'ધ મૉર્નિંગ શોઝ ધ ડે... જેવી ઊગે સવાર એવો દિવસ જાય. અહીં આવ, મારી પડખે આવ શ્યામ. મારે તારી બધી જ વાતો જાણવી-સમજવી છે.'

શ્યામ આછું ઉદાસ હસીને બોલ્યો — 'તારી બુદ્ધિ સાચે જ વિકસી છે ઈતુ.'

— 'હવે અહીં પાસે તો આવ શ્યામ. હું એક વખત તારો સ્પર્શ પામીશ ત્યારે જ મને ખબર પડશે કે તને શું થયું છે?'

જાણે મા પોતાના લાડકવાયા બાળકને હેતાળ સાદે વીનવતી હતી, ઈતુની આંખોમાં અને ચહેરા પર એવો જ ભાવ વરતાતો હતો — જાણે આંખ અને ચહેરા દ્વારા એ કહેતી હતી કે તારા બધાય ચાળા હું જાણી ગઈ છું.

આમ છતાં શ્યામ એની નજીક ન ગયો. બારી પાસે રહ્યા રહ્યા જ એણે જણાવ્યું — 'તું કઈ રીતે જાણી ગઈ?'

—'જરા અહીં આવ, મને તારો હાથ જોવા દે. પછી જોજે હું સમજી શકું છું કે નહીં?'

શ્યામ ધી...રે ધી...રે બે ડગલાં આગળ વધ્યો. હસતાં હસતાં હાથ જરા આગળ કરીને બોલ્યો — 'લે અડ તો!'

પણ ઈતુએ હાથ લંબાવ્યો કે તુરત પોતાનો હાથ બીજી બાજુ સેરવતાં શ્યામે કહ્યું — 'હવે અડ!'

—'અરે શ્યામ!' કહેતાં કહેતાં ઈતુએ હાથ ફરીથી લંબાવ્યો.

પરંતુ શ્યામે હાથ ફરી દૂર સેરવ્યો ને કહ્યું — 'આવ હવે!'

— 'શું કરે છે તું શ્યામ?' કહેતી હસવું દબાવી ઊભા થવાની તૈયારી કરતી ઈતુ બોલી.

— 'ઊભા નથી થવાનું ઈતુ! લે આવ હવે અડવા.' શ્યામે જરા પાસે આવી કહ્યું.

શ્યામને સાવ હાથવેંતમાં જોતાં ઈતુ પાછી બેસી ગઈ અને જરા ઝૂકીને ઓચિંતી શ્યામનું ખમીસ પકડવા મથી.

પણ શ્યામ વીજળી વેગે પાછળ ખસી ગયો. હસ્યો — 'બોલ પકડી શકીશ?' અને પછી બારી બાજુએ સરકતાં એ બોલ્યો — 'જોઉં, પકડ તો ખરી?'

—'અરે શ્યામ, જરા અહીં તો આવ, મારી પાસે અહીં.' ઈતુ અધીરાઈથી બોલી.

— 'તું આવ!' કહેતો શ્યામ એક બાજુ ઊભો રહ્યો.

— 'તું મારાથી ડરે છે કે શું? તેં તો ઘણી છોકરીઓને અભડાવી છે. તું તો પૂરો લંપટ છે.'

શ્યામે માથું હલાવી 'હા' ભણી.

ધી...મે ધી...મે ઈતુ ઊભી થઈ — 'તું મારાથી ડરે છે શા માટે શ્યામ?'

શ્યામની નજીક જઈ એને અડવા ઈતુએ એના ખભા તરફ હાથ લંબાવ્યો. શ્યામે આછું હસતાં હસતાં ખભા હલાવ્યા. ઈતુ બબડતી બોલી — 'તને શો વાંધો છે શ્યામ? તને કોની — શેની બીક છે?'

ઈતુનો હાથ ધીમે ધીમે શ્યામના ખભા બાજુ જઈ રહ્યો હતો. હમણાં જ એ શ્યામને અડી જશે — અડી ગઈ એમ લાગતું હતું, ત્યાં તો શ્યામ એકાએક જરા નીચે નમ્યો અને સરકતો હોય એમ એના હાથ નીચેથી સરકી ગયો, ને ઘરની વચ્ચોવચ પહોંચી ગયો. ઈતુનો હાથ જરા નીચે પછડાયો અને એની કાચની બંગડીઓ રણઝણી ઊઠી. એણે ભવાં તાણીને શ્યામ તરફ જોયું.

—'આવ, અડવા આવ, અડ તો ખરી!' ઈતુ તરફ હાથ આગળ ધરી શ્યામ બોલ્યો.

થોડી વાર એકીટશે શ્યામ તરફ જોઈ રહી પછી ઈતુ બોલી — 'તારે રમવું જ છે ને? સાચું બોલ?'

શ્યામે ઇશારાથી 'હા' કહી.

'— તો બરાબર છે, આવી જા!' અને એક પળમાં સાડીનો કછોટો વાળી ઈતુ બોલી — 'પકડદાવમાં તું પકડાઈ જા તો હું જીતી, બરાબર ને?'

— 'ભલે.'

શ્યામે બારણું બંધ કર્યું.

બેઉ જણ થોડી વાર સામસામે જોઈ રહ્યાં. ઈતુ ઠીક ઠીક જાડી થઈ ગઈ છે. એ કમરે સાડી ખોસે છે પછી એની સ્થૂળતાનો ખ્યાલ આવે છે. એના પેટ પર ચરબી ચડી ગઈ છે, હાથ અને ગળાની માંસપેશીઓ વધી ગઈ છે છતાં

એ નૃત્ય શીખતી હતી એ વાત શ્યામ જાણતો હતો આથી એ સાવધ બન્યો.

ઈતુ સીધી આગળ ન વધી. હળવે પગે ભીંત બાજુ સરકતી સરકતી શ્યામ તરફ વળતી હતી. શ્યામ હસતો હસતો ચપળ પગલે બીજી બાજુ સરકતો હતો ને બોલતો હતો — 'બક અપ, ઈતુ!'

ઈતુ હસતી હસતી ફરતી રહી. શ્યામ પણ ફરતો રહ્યો. શ્યામને ઘરની રજેરજનો ખ્યાલ હતો. બારણા બાજુ જતાં જમણી તરફ પાટ, વચ્ચે ખુરશી ને ડાબી બાજુ સળગતો સ્ટવ, બારી તરફ જતાં એક બાજુ ઢગલાબંધ પુસ્તકો — એક જાડું થોથું જમીન પર આગળ ધસીને પડયું છે. શ્યામ એને કૂદી પાટ બાજુએ થઈ ખુરસી પર જરા હાથ મૂકી આગળ વધ્યો. ઈતુ જમણી બાજુથી ફરતી ફરતી એકાએક અટકી. વીજઝડપે સીધી સામે આવી અને સાપની ફેણની જેમ એનો હાથ ઓચિંતો શ્યામ તરફ ઝળૂંબ્યો, શ્યામ જરાકમાં જ પકડાતો પકડાતો રહી ગયો. એ કૂદકો મારતોકને પાટ પર જઈ પહોંચ્યો અને બારણા બાજુ કૂદકો મારી આગળ વધતો હસ્યો ને ડાબી બાજુ સરકવા લાગ્યો. ઈતુ હસતી હતી. એ પણ ડાબી બાજુ જવા લાગી.

— 'આમ છોકરમત શું કરે છે?' ઈતુએ એકાએક ઊભા રહી જઈને પૂછ્યું.

— 'મને અડી જા તો તું જીતી!' શ્યામે આઘેથી કહ્યું.

— 'મારે નથી જીતવું, તું અહીં આવ મારી પાસે.' ઈતુ બોલી.

— 'રમતના નિયમનો ભંગ ન ચાલે ઈતુ. તું રમતમાં મને જીતી જા!' શ્યામે કહ્યું.

ઈતુ પથારીમાં બેસી ગઈ ને પગ નચાવવા લાગી.

—'ભલે, તો મારે તને નથી અડવું!' એ બોલી.

શ્યામ ભીંતને અઢેલીને ઊભો. એણે સિગારેટ ચેતાવી. એ ચૂપચાપ ઊભો હતો. ઈતુ હોઠ ભીડીને હસી. બીજી બાજુ જોતી જોતી એ ઓચિંતાની કૂદીને આગળ વધી ગઈ. શ્યામ ચોંકીને ભાગવા જતાં સ્ટવ પર પડતાં પડતાં માંડ બચ્યો. એ બારીની ચોગઠ પાસે જઈને ઊભો રહ્યો ને બોલ્યો — 'ઈતુ, તારામાં બુદ્ધિ વધી ગઈ છે. હવે તારી ઉન્નતિ થતાં વાર નહીં લાગે.'

દોડતાં દોડતાં શ્યામના મોંમાંથી સિગારેટ નીચે પડી ગઈ. ઈતુએ ઉપાડીને એ બળતી સિગારેટ શ્યામ તરફ ફેંકી. એ પથારીમાં પડી તેવી જ શ્યામે ઉપાડી લીધી ને કહ્યું — 'થેન્ક યુ."

ઈતુ બેપરવા બની ખુરશી એક બાજુ હડસેલી, કપાળ પર સરકી આવેલી વાળની લટને સરખા કરતાં સામે સરકી આવી. શ્યામ નીચો નમી એની બાજુએ

થઈ ને અવળી દિશામાં જવા લાગ્યો. એણે કહ્યું — 'ઠંડા મગજે રમ ઈતુ. ધૂંધવાઈશ તો ફરી ફરીને તારો ડૂચો નીકળી જશે — ઠંડે મગજે રમ.'

પણ ઈતુનું ધ્યાન શ્યામની વાતમાં નહોતું. એ કૂદતી, ઝઝૂમતી શ્યામને જલદી આંબી જવા માગતી હતી. એ અંધની જેમ ખુરશી-પાટ ને દીવાલ સાથે અથડાતી-અફળાતી હતી. જમીન પર પડેલ જાડા થોથાની ઠેસ વાગવા છતાં પોતાને જાળવી લેતી ફરતી હતી. રોષથી એના દાંત ભીંસાતા ને ધ્રૂજતા હતા. એનું મોં લાલ લાલ બની ગયું. એનું શરીર પરસેવે રેબઝેબ બની ગયું.

શ્યામ હવે થોડી એવી ઉત્તેજના અનુભવતો હતો. હવે રમત એના પર સવાર થઈ હતી. એણે હળવે સાદે ફરી ઈતુને સૂચવ્યું — 'રમ્યે જા, ઈતુ, રમત રમ્યે જા. તું આમ રમે છે ત્યારે સાચે જ વધુ સુંદર દેખાય છે.'

પથારી નજીક આવતાં ઈતુ જરા વિસામો લેવા થંભી. એણે હાથ-બૅગ ઉઠાવી શ્યામ ઉપર ફેંકી. શ્યામે માથું નીચું કરી નિશાન ચુકાવ્યુ ને બૅગ ભીંત સાથે અફળાઈને પછી સીધી સ્ટવ પર પછડાતાં કીટલી ઊંધી વળી ગઈ ને સ્ટવની ઝાળ ઉપર આવી. કીટલીમાંનું પાણી જમીન પર વહ્યું. શ્યામ આ જાણીતી જગામાં સલામત સ્થળે સરી ગયો.

ઈતુએ એક ધક્કે ખુરશી હડસેલી કૂદકો મારી જમીન પરના ગરમાગરમ પ્રવાહીને ઓળંગી જવા મહેનત કરી પણ એમાં એ ફાવી નહીં. દીવાલ પર હાથ મૂકી હાંફતી હાંફતી એ ઊભી હતી. એ બોલી — 'મને વધુ ન સતાવ શ્યામ!'

ઈતુ એકાએક ખૂબ જ થાકી ગઈ હોય એમ જણાયું. એનો ચહેરો નિસ્તેજ બની ગયો. એનો કેડે ખોસેલો સાળુનો છેડો નીકળી ગયો હતો અને સ્ટવ ઉપર ઝૂલતો હતો.

'થોભી ન જા ઈતુ, ફર્યે જા, બસ ફર્યે જા.' અને પછી ઈતુ તરફ હાથ લંબાવતાં એણે કહ્યું — 'જો, હું આ રહ્યો. ચાલ આવ પકડવા!'

શ્યામ આમ હસતો ને દૂર સરકી જતો. — કૂદકો મારી પાટ પર ચડી જતો — 'જલદી કર ઈતુ, નહીં તો પાછો હું આઘો સરકી જઈશ.' એ બોલ્યો.

આમ છતાં ઈતુ ઊભી જ રહી. એ બોલી — 'હવે હું થાકી છું શ્યામ, મારાથી નથી ચલાતું શ્યામ.'

— 'ચલાશે, ચલાશે,' કહી શ્યામ હસ્યો — 'હારીને બેસી રહેવાથી શું વળશે? ચાલ આવ પકડવા!'

ઈતુ ધીમે પગલે આગળ વધી. શ્યામ ધીરે ધીરે દૂર સરવા લાગ્યો, એ પછી એ બેઉ ખુરશીની આજુબાજુ ગોળ ગોળ ફરવા લાગ્યાં. ઘરમાં શ્વાસોચ્છ્વાસનો અવાજ મોટેથી સંભળાવા લાગ્યો. છતાં શ્યામ હસતો હતો. ઈતુને થાક ખાવાની તક એ આપતો નહોતો. ઈતુ જીવસટોસટથી મથે છે. શ્યામ ફરી ફરીને પાટ ઉપર ચડી બારી બાજુ સરકી જાય છે. ઊકળતા પાણીના પ્રવાહને ઓળંગી જાય છે. ઈતુ એનું નિશાન લઈ બે હાથ લંબાવતી લંબાવતી અંધની જેમ એની પાછળ દોડે છે. હવે એ શ્યામથી અવળી દિશામાં દોડે છે. શ્યામ સીટી મારીને પોતે ક્યાં છે એની સૂચના ઈતુને આપે છે.

શ્યામ હસતો હસતો બબડે છે— 'આવ, ઈતુ આવ, મને પકડવા આવ. આમ રમતી ઈતુ વધુ સોહામણી લાગે છે. મને ગમે છે. મને જરા વધુ ગમવા દે. હજુ મારા શરીરમાં પૂરી ગરમી નથી આવી. ઘણા સમયથી હું ટાઢોબોળ બની ગયો છું. તું થોભ નહીં. હુંય નહીં થોભું, તું મને પકડી પાડ એટલે તું જીતી...પણ તું હમણાં વધુ જાડી થઈ ગઈ છો. તારા પેટ ઉપર ચરબી જામી ગઈ છે. હવે તારી ઉંમર થઈ. સમય છે એટલી વાર રમી લે. ડોસી થયા પહેલાં રમી લે. મોત આવીને ઊભું રહે એ પહેલાં રમાય એટલી રમત રમી લે. બધું કંઈ વાતવાતમાં નથી મળી જતું, ને વાતવાતમાં મળી જાય એમાં મજા પણ નથી. આજ સુધી હું તને વાતવાતમાં જ મળી જતો, એથી જ મને તેં ઓછામાં ઓછો લાભ આપ્યો છે. . . અરે . . . એ બાજુ નહીં. ઈતુ, હું બારી તરફ આવી ગયો છું. તું જોજે, પડતી નહીં. પડી જઈશ તો આ રમત એળે જશે. આટલી સહેલાઈથી હાથ આવેલી બાજી જવા ન દેતી. નહીં, પોરો નહીં ખાવાનો. થાકવાનું નથી. આવ, મને અડવા આવ. થાકી જઈશ તો તારી હાર થશે, તો તું ડોસી. થાકી એટલે તું ધૂળનો ઢગલો. ચાલ, ફરવા માંડ. આવ, અડવા આવ મને. મારી પાછળ ચક્કર લગાવતાં મારી છાયા બની જા. એક રહસ્યમયી બની જા. દુષ્પ્રાપ્ય બની જા. હું ભિખારીની જેમ તારે માટે તલસું, તારે માટે પાગલ બની જાઉં એવી બની જા. અરે એઈ ઈતુ, તું સ્ટવની એકદમ નજીક પહોંચી ગઈ છો. તારા પગ લથડિયાં લે છે. તારા સાળુનો છેડો સ્ટવની ઝાળ ઉપર છે. સંભાળ — સંભાળ ઈતુ!'

શ્યામ બહુ હતાશ થઈ ગયો. એ થોભ્યો. એણે જોયું કે ઈતુના સાળુનો છેડો સ્ટવની ઝાળથી સળગી ઊઠ્યો છે.

—'ઓ શ્યામ!' ઈતુ હાંફતાં હાંફતાં રડી પડી—'હવે મારું શું થશે શ્યામ?' ઈતુ સાળુનો છેડો અળગો કરી સાડી સંભાળતી શ્યામ તરફ આવતી હતી ને શ્યામ દૂર સરી જતો હતો.

—'ઓ શ્યામ!' ઈતુથી ચિત્કાર થઈ ગયો.

શ્યામે માથું હલાવતાં જણાવ્યું—'રમતના નિયમનો ભંગ મેં નથી કર્યો ઈતુ.'

—'પણ હવે હું શું કરું શ્યામ?'

શ્યામે પથારીમાંથી કામળો ઉપાડીને ઈતુ બાજુ ફેંક્યો—'આ કામળાથી આગને દાબી દે.'

ઈતુ ઉભડક બેઠી. કામળાથી એણે સાળુનો બળતો છેડો બુઝાવ્યો. આગની જ્વાળા હજુ હમણાં જ સ્પર્શી હતી એટલે એને ઠારતાં વાર ન લાગી. શ્યામ આઘો ઊભો ઊભો આ બધું જોતો હતો.

ઈતુએ ધીમે ધીમે આંખ ઊંચી કરી ઉપર નજર કરી. એ શૂન્ય દૃષ્ટિએ જોઈ રહી. પછી બળેલા સાળુનો ગોટો વાળી એ જઈને શ્યામની પથારીમાં બેઠી અને હાંફવા લાગી.

શ્યામે બૅગ ઉપાડી પથારીમાં ફેંકી. ઈતુ ચોંકી ગઈ. નિદ્રા અને સ્વપ્નમાંથી ઝબકીને જાગી હોય તેમ હાથમાં બૅગ લઈ એ ઊભી થઈ અને દરવાજા તરફ જતાં જતાં બોલી—'તારી પથારી એકદમ ઠંડીગાર છે, જરા તડકે નાખજે.'

શ્યામે માથું હલાવી 'હ'કાર સૂચવ્યો.

—'હમણાં તું ખૂબ દૂબળો થઈ ગયો છો.'

—શ્યામે 'હ'કારસૂચક હાસ્ય કર્યું.

—'ઠીક, ત્યારે; હું જાઉં છું, શ્યામ.'

—'ભલે.'

અને શ્યામે જોયું કે ઈતુ ઓસરી વટાવી દાદર બાજુ જાય છે. એના વાંસા ઉપર સાડીનો બળી ગયેલો છેડો છે. શ્યામને ઘડીભર મનમાં થયું કે ઈતુને સાદ પાડીને કહું કે સાડી ફેરવીને પહેર, પણ બીજી જ પળે થયું કે છો રહી. ઈતુ આ વેશમાં જ વધુ સોહે છે.

— 'તમે ખેલાડી હતા?'

— 'હા.'

— 'શું શું રમતા?'

ખુરશી પરથી નીરવપણે ઊભા થતાં શ્યામે જણાવ્યું—'એગાટેલી ને કેરમ.'

પ્રશ્નકર્તાએ ઝટપટ પોતાનાં ચશ્માં પર હાથ મૂકી ટેબલના ખાનામાં પડેલ અરજીમાં જોતાં કહ્યું — 'આ અરજીમાં તો લખ્યું છે કે તમે ક્રિકેટ અને ફૂટબૉલ રમતા?'

— 'ધેન વાય ડૂ યુ આસ્ક?' શ્યામે ટેબલ ઉપર જરા ઝૂકીને સામું પૂછ્યું.

અને પ્રશ્નકર્તાએ અવાક થઈ શ્યામ તરફ એક નજર કરતાં કહ્યું — 'ઓહ, વારુ, બેસો બેસો.'

શ્યામ પાછો બેસી ગયો. એને ગળે અને ગાલે ગજબની ખજવાળ આવતી હતી. ઘણા દિવસે ગાલ પર અસ્ત્રો અડતાં દાઢી અને આખું મોં સૂજી ગયું હતું. એ ગાલ ઉપર હાથ પસવારતો રહ્યો. એની સામે લાંબા સેક્રેટરિયેટ ટેબલની પેલી તરફ ત્રણ જણ બેઠા હતા. આ તરફ શ્યામ એકલો હતો. શ્યામ એની બરાબર સામે બેઠેલા જુવાનિયાને જ જાણે જોતો હતો. એની બેઉ બાજુ બેઠેલાને જાણે એ જોતો જ નહોતો. એની સામે બેઠેલા જુવાનિયાએ કાગળો ફેરવતાં ફેરવતાં ફરી એક પ્રશ્ન કર્યો — 'કવર પોઇન્ટ કઈ બાજુએ આવે તે ડાયાગ્રામ દોર્યા વિના વાતોથી જ સમજાવો!'

શ્યામે ટેબલ નીચે પગ જરા હલાવ્યા અને નચિંતપણે ઉત્તર આપ્યો — 'એ તો ભૂલી ગયો છું.'

પેલા જુવાનિયાએ ફરી મોં ખોલ્યું, પરંતુ એ કંઈક બોલે એ પહેલાં જ શ્યામે જણાવ્યું — 'જુઓ, હું સિવિલ ડ્રાફ્ટસમૅન છું. હું શું શું રમું છું એ જાણીને તમે શું કરશો?'

પ્રશ્નકર્તા જુવાન હતાશ થઈ ખુરશીને અઢેલીને બેઠો. એ મોંમાં પેન્સિલ આડી રાખી કંઈક વિચારતો હોય તે રીતે શ્યામ સામે જોઈ રહ્યો.

એક વાર જમણી બાજુથી અંગ્રેજીમાં પ્રશ્ન પુછાયો — 'હુ ઈઝ ડીન રસ્ક ?'

આટલી વારે શ્યામે એની સામે જોયું. પ્રશ્નકર્તા આધેડ હતો. એને માથે ટાલ અને મોટી મોટી મૂંછ અને મોં પર ઠંડું મુત્સદ્દી હાસ્ય રમતું હતું.

— 'હું રિપોર્ટર નથી.' શ્યામે ઠંડે કલેજે જવાબ આપ્યો અને પછી પોતાના ખોળામાંની ફાઈલિ ટેબલ પર મૂકી કહ્યું — 'તમે મારાં ડ્રૉઇંગ જોયાં છે ?'

પ્રશ્નકારે અગાઉ જેવું જ ટાઢુંબોળ હસીને જણાવ્યું — 'અમારે એક અપ-ટુ-ડેટ માણસની જરૂર છે, માત્ર ડ્રાફ્ટસમૅનની નહીં. તમારી અરજીમાં જણાવાયું છે કે તમે સેન્ટ ઍન્ડ મિલરમાં ઍડ્મિનિસ્ટ્રેશન ખાતામાં હતા, ડ્રાફ્ટસમૅન નહોતા. આનો જવાબ શું છે ?'

શ્યામ ઝડપથી વિચારવા લાગ્યો પણ કંઈ યાદ ન આવ્યું. એના મગજમાં ડહોળાં પાણી છલકાઈ ઊઠયાં. છતાં માથું ઠંડું રાખી બેપરવાપણે એણે ઉત્તર આપ્યો — 'ડીન રસ્ક ત્રણ છે. તમે કયા ડીન રસ્ક વિશે પૂછો છો ?'

પ્રશ્નકાર આભો બની ગયો — 'બીજા બે કોણ ?'

'એક છે ન્યૂઝીલૅન્ડનિવાસી વૉલી બૉલનો ખેલાડી અને બીજો છે એક ઑસ્ટ્રેલિયન કેમિસ્ટ.' શ્યામે આંખ મીંચી અંદાજે અંદાજે હાંકયું.

પ્રશ્નકારને વિસ્મય થયું — 'ઍન્ડ ધ થર્ડ વન ?'

શ્યામે જવાબમાં અસહાયપણે પ્રશ્નકર્તા સામે જોયું ને પછી ધી...રે ધી...રે કહ્યું — 'એની મને ખબર નથી. ધ થર્ડ વન મસ્ટ બી અનઇમ્પૉર્ટન્ટ.'

— 'પણ તમે જ હમણાં જણાવ્યું ને કે ડીન રસ્ક ત્રણ છે. તો હજુ એક જણ વિશે તમારે જાણવું જોઈએ છતાં તમે એ જાણતા નથી.'

શ્યામે 'ન'કારમાં માથું હલાવ્યું અને પછી ધીરે ધીરે જણાવ્યું — 'ડીન રસ્ક નામધારી કોઈ છે કે નહીં તે હું જાણતો નથી. જેમ ડીન રસ્ક પણ શ્યામ ચક્રવર્તીને જાણતો નથી તેમ. ઈટ ઈઝ મ્યુચ્યુઅલ ઇગ્નોરન્સ સર.'

એ પછી વધુ શબ્દોચ્ચાર ન થયા. ધીમે ધીમે ઠીક ઠીક સમય વીતી ગયો. શ્યામ સામે બેઠેલા ત્રણે જણને ચૂપચાપ જોઈ રહ્યો. ડાબી બાજુ બેઠેલો કાળો દૂબળો ચાળીસ-પિસ્તાળીસનો જણાતો મદ્રાસી સજ્જન કદાચ ઓછા પગારવાળો નાનો ઑફિસર હશે. આ બધો સમય એ ઉપરના ઑફિસરો સામે નીચી મૂડીએ બેઠો રહ્યો હતો. એક શબ્દ પણ એ બોલ્યો નહોતો. શ્યામની બરાબર સામે બેઠેલો બંગાળી જુવાન બહુ ચપળ, અહંકારી અને બહુ જલદી વડો અધિકારી

થવા ઇચ્છે છે. ઘણી રીતે એ શ્યામ જેવો જ હતો. જમણી બાજુવાળો આધેડ સૌથી વધુ શાંત હતો. એના ચહેરા પર હાસ્ય હતું, છતાં એનું મોં પાષાણ જેવું સખત હતું. એના મોં પરની એક રેખા પણ પલટાતી નહોતી. ખબર નહોતી પડતી કે એ કયા દેશનો છે? ધીમે ધીમે શ્યામને બગાસાં આવવા મંડયાં. એનું શરીર સુસ્ત જણાતું હતું. શ્યામને ખબર હતી કે આ લોકો કૂતરા જેવા જાગ્રત અને સસલા જેવા ઊંચા કાનવાળા માણસને પસંદ કરે છે તેમ છતાં એ બેપરવા રહ્યો. એણે માથું પાછળ ઢાળી બગાસાં ખાતાં ખાતાં આંખો ચોળી અને એની સામે બેઠેલા જુવાને એકાએક એના તરફ જોયું ને જણાવ્યું — 'અચ્છા, તમે જઈ શકો છો.'

શ્યામ સ્વસ્થતાપૂર્વક ધીમેથી ઊભો થઈ દરવાજા તરફ આગળ વધતો જરા દ્વિધામાં પડયો. પછી જમણી બાજુએ ફરી આગળ વધવા મથ્યો, પણ તરત જ એને સમજાયું કે એ મથામણ નકામી છે. દરવાજો ચક્રાકારે ધીમે ધીમે આપોઆપ આગળ-પાછળ જાય છે. આ તો જોવા જેવું વિચારી એ ફરી ઊભો રહી ગયો. એની આંખમાં જાણે શૂળ ભોંકાતું હતું આંખો મીંચી થોડાંક ડગલાં આગળ વધી એણે આંખો ઉઘાડી અને જોયું તો પોતે સેક્રેટરિયેટ ટેબલની સામે જ ઊભો છે ને પેલી તરફના ત્રણે જણ કૌતુકસહ તેની સામે ટીકી રહ્યા છે. એને જરા શરમ આવી અને પેલાઓ સામે જોઈ જરા હસી અમસ્તો જ વાત કરતો હોય તેમ બોલ્યો — 'તમે મારાં ડ્રૉઇંગ જોયાં, મારી અરજી જોઈ-વાંચી અને છેલ્લે મને પણ જોયો. હવે હું પૂછી શકું કે આ નોકરી મને મળશે કે નહીં?' આમ બોલતાં બોલતાં એ એક એક ડગલું પાછળ હટતો હતો. સામે બેઠેલામાંથી વચલા અને ડાબી બાજુવાળાએ કંઈ ન કહ્યું, કદાચ શ્યામની દશા જોઈ એ તરફથી ધ્યાન ફેરવી લીધું. જમણી બાજુવાળા પેલા આધેડે એકીટશે એની સામું જોઈ રહી ધીરે ધીરે માથું ધુણાવ્યું અને શાન્ત સાદે જણાવ્યું — 'સાઇકોલૉજિકલી યુ આર અનફિટ ફૉર ધ જૉબ.'

હાથ પાછળ લંબાવતાં શ્યામના હાથમાં બારણાનો હાથો આવ્યો અને 'ઠીક ચા...' કરતો એ હસી પડયો. એને મનમાં થયું કે જરા આગળ વધીને પેલા આધેડનો વાંસો થાબડું અને કહું કે — 'હું જાણતો હતો કે તમારા ત્રણમાં તમે જ સૌથી વધુ પાકટ છો. જો મારે તમારા ત્રણમાંથી કોઈ એકને પસંદ કરવાના હોય તો મારી પસંદગી હું તમારા પર જ ઉતારું. મારી કંપની માટે હું તમને જ રાખી લેત.'

અને આટલું વિચારી ઝટ દેતાંક દરવાજો ઉઘાડી એ ત્યાંથી બહાર નીકળી ગયો. એણે રૂમાલથી મોં લૂછ્યું. થોડી વાર ઉઘાડા વરંડામાં વિસામો લીધો ને પછી ધીમે ધીમે એ દાદરનાં પગથિયાં ઊતરવા માંડયો. આ વખતે એ દિશા ભૂલ્યો નહોતો. એને દ્વિધા ન થઈ. હકીકતમાં નોકરીનું કંઈ જ નક્કી ન થયું એથી એને મોટી નિરાંત થઈ હોય તેમ લાગતું હતું. એનાં આંખ-મોં પર તાજગી ને આનંદ જણાતાં હતાં. કારણ એ સમજતો હતો — સમજી શકતો હતો કે હવે એણે કંઈ કરવાનું નથી.

## 4

23 ડિસેમ્બર, આજે શ્યામનો એકત્રીસમો જન્મદિવસ છે. પ્રભાતે ઊંઘ ઊડતાં જ એને યાદ આવ્યું. આજે એકત્રીસમો જન્મદિન, છતાં એ પથારીમાં જ પડયો હતો. એની આંખો અધ-બિડાયેલી જ હતી. આંખો હજી નીંદરભરી હતી. ધાબળો વીંટીને પડયો પડયો એ વારંવાર ગણગણ્યો — 'અહા ! આજે તો જન્મદિન !' આજ સુધી એણે ક્યારેય જન્મદિનની ગણતરી નથી કરી. એમ કરવાથી જીવનની ગતિ ઘટી જાય છે એમ એ માનતો હતો. દાખલા તરીકે દાદર પરથી નીચે ઊતરતા હોઈએ કે ઉપર ચડતા હોઈએ, લિફ્ટનો દરવાજો ઉઘાડવા કે બંધ કરવા હાથ લંબાવ્યો હોય અથવા જૂતાની વાધરી ખોલતા કે બાંધતા હોઈએ, કોઈને ચૂમવા હોઠ આગળ લાવતા હોઈએ કે દાટી કરવા જતાં કદાચ માત્ર કલમની નીચે અસ્ત્રો અડાડયો જ હોય — એ રીતે ઉંમર થયાની વાત મનમાં ઊગતાં જ હાથપગ ઢીલા પડી જાય છે, મન શિથિલ બની જાય છે, બગાસાં આવવા માંડે છે, મનમાં વિના કારણ થાય છે — શું થવાનું છે આ બધું કર્યા પછી પણ છેવટે ? આથી જ શ્યામે પોતાના જન્મદિવસને ક્યારેય મહત્ત્વ આપ્યું નથી, ઉત્સવ ગણ્યો-ગણાવ્યો નથી. ત્રેવીસ ડિસેમ્બર એને યાદ રહેતી જ નથી.

આજે એ રોજ કરતાં જરા મોડો ઊઠયો. હાથ-મોં ધોઈ અરીસા પાસે જઈને મોં જોયું. હમણાં હમણાં એ સાધુસંત જેવો દેખાય છે. માથે વાળ વધી ગયા છે એટલે ઓડમાંથી એ વાંકડિયા થતા જાય છે. હાથમાં અરીસા સાથે એ બહાર

વરંડામાં આવ્યો. દક્ષિણની બારીમાં તડકો દેખાતો હતો. સામે જ એક આંબો ઊભો હતો. એનાં કેટલાંક પાંદડાં પર કરોળિયાએ જાળું બાંધ્યું હતું ને તેના પર ઝાકળનાં બિન્દુ બાઝ્યાં હતાં. હાથમાંના અરીસાનું પ્રતિબિમ્બ એ જાળા પર પડતાં જ શ્યામે અરીસો ફેરવી લીધો તો એનું પ્રતિબિમ્બ વીજળીવેગે બાજુના મકાનની ત્રીજા માળની એક બારીમાં પડ્યું. સામાન્ય કુતૂહલથી શ્યામે એ બાજુ જોયું તો અંદરના એક મોટા ઑઇલ પેન્ટિંગ ઉપર પેલું પ્રતિબિમ્બ પડતું હતું. — એક વૃદ્ધ ચહેરો — વૃદ્ધના હોઠ ઉપર એક કુતૂહલભર્યું હાસ્ય હતું — અને એ જોઈ ભવાં ખેંચી શ્યામ મનોમન ગણગણ્યો — 'બ્લૅક માર્કેટિયર !' પછી એણે અરીસો ફેરવ્યો. લાલ દરવાજાવાળા એક ગૅરેજ પાસેના ડસ્ટબીનની આસપાસ ત્રણ કુરકુરિયાં ફરતાં હતાં. શ્યામે એના ઉપર અરીસાનું બિમ્બ ફેંક્યું. પરંતુ ઉઘાડા રસ્તા ઉપર પૂરતો પ્રકાશ હોઈને બિમ્બ જામ્યું નહીં. શ્યામ જરા વાંકો વળી ક્યાંક આછું અંધારું જોવા મથ્યો. નાનો હતો ત્યારે અરીસાની આવી રમત એ ખૂબ રમતો. હવે એ મોટો થયો છે. આજે એકત્રીસમું એને બેસી જશે અને એ હસ્યો. જેવું એ સિક્સ યા સેવનમાં હતો ત્યારે હસતો તેવું હસ્યો. એણે ડોક લંબાવી નજર કરી તો રસ્તા પર નાકું વટાવીને એક રિક્ષા આવતી જોઈ એમાં એક છોકરી હાથમાં ગિટાર લઈને બેઠી છે અને એણે ચેતીને હાથમાંનો અરીસો એક બાજુએ મૂક્યો. કોણ જાણે ભૂલમાં અરીસાનું પ્રતિબિમ્બ પોતાના ઉપર પડતાં એ છોકરી રિક્ષા રોકીને ઉપર ચડી આવે અને શરમાતી હસતી કહે કે — તમે મને બોલાવતા હતા એટલે આવી છું — તો ? અને પછી તો શ્યામે કેસરી સાડી-વાળી, હાથમાં બૅગ ઝુલાવતી એક બીજી છોકરીને પણ પસાર થઈ જવા દીધી. એ ઘણે દૂર સુધી ટટ્ટાર ચાલે ચાલી ગઈ શ્યામે અરીસાના પ્રતિબિમ્બને કેટ-લીક વાર સુધી બાજુવાળા દત્તના મકાનની દીવાલ પર નચાવી લીધું. એ દીવાલને ફરતી 'લૉન' હતી. ત્યાં કેટલાક કાગડા ઠૂકા મારતા ઊડતા હતા ને દાદર નીચે એક ધોળી બિલાડી ઘૂરકતી હતી. શ્યામે એના મોં પર અરીસાનો પ્રકાશ ફેંક્યો પણ કંઈ પરિણામ આવ્યું નહીં. બિલાડી મોં ફેરવીને રાજાની રાણીની અદાથી દાદર ચડી અંદર ચાલી ગઈ. શ્યામે અરીસો ફેરવ્યો અને એક કાગડો ઊડી ગયો. લૉનની પેલી બાજુના આઘેના એક મકાન ઉપર અજાણતાં અરીસાનો પ્રકાશ પડતાં ત્યાં ગોઠવી રાખેલાં કપ-રકાબી ઝગમગી ઊઠ્યાં. અરીસાની રમત રમતાં શ્યામ એના પર કાબૂ મેળવતો જતો હતો. બાજુવાળા મિત્ર-કુટુંબના વૃદ્ધ પિતા બજારમાંથી ખરીદી કરી પાછા ફરતા હતા એની પાછળ

એક નોકર હતો. શ્યામે એ બેઉને જવા દીધા. માર માર કરતી એક ટૅક્સી ચાલી જતી હતી. સામેની બારીમાં એક અ-બંગાળી બાળક દેખાયું. શ્યામે તુરત એના પર અરીસા વાટે પ્રકાશ ફેંક્યો ને પછી પેલી ટૅક્સીની ગતિ સાથે ગતિ મેળવી થોડી વાર પ્રકાશને કેન્દ્રિત કર્યો. પેલા બાળકે હાથનું નેજવું કરી શ્યામ સામે જોયું અને પછી જરા દૂર જઈ જીભનો ચાળો કરી એ અંદર ચાલ્યું ગયું. એ પછી શ્યામને અરીસાની આ રમતનો થાક લાગ્યો. એક ગાય, એક ડોસીમા અને સિનેમાના એક પોસ્ટર ઉપર એણે વારાફરતો પ્રકાશ ફેંક્યો. પછી અરીસો અંદર મૂકવા જતો હતો ત્યાં જ એક મોટરસાઇકલની ઘરઘરાટી સંભળાઈ, અને ઝડપથી એના હાથ-પગમાં સખતાઈ આવી ગઈ. ઘણા સમયથી એને આ મોટરસાઇકિલસ્ટો ઉપર રોષ છે. એ ઉતાવળે ઉતાવળે બારી પાસે જઈને ઊભો. પેલી મોટરસાઇકલ હમણાં જ નાકું વળશે પણે ત્રિભેટા ઉપર. શ્યામે જોયું તો રસ્તા ઉપરથી ધીમે ધીમે એક ગાય જઈ રહી છે. નાકા ઉપર જેવું પેલા મોટરસાઇકિલસ્ટનું મોં દેખાયું એવું જ શ્યામના હાથમાંના અરીસાનું પ્રતિબિમ્બ બરાબર એના મોં પર અથડાયું અને વંટોળિયાની જેમ સૂ...સૂ... કરતી મોટરસાઇકલનો સવાર જરા ઊંચું જોઈ પોતાનું મોં એક બાજુ કરવા વાંકો વળ્યો. એ પછી બીજું જોવા જેવું હતું નહીં, સિવાય કે પેલી ગાય જોરથી ભડકીને ભાગી એ દશ્ય. શ્યામ વીજળીવેગ નીચે બેસી ગયો. એણે સાંભળ્યો રસ્તા ઉપર મોટરસાઇકલ ઊથલી પડ્યાનો જોરનો ધબકારો. ધડામ્... મ્... મ્ અને એ ચારપગો થઈ ઓરડામાં ગયો. અરીસો પથારીમાં ફેંકી ઝટપટ બારણે તાળું વાસી બહાર નીકળી પડ્યો.

રસ્તા પર જામેલી ભીડમાં થઈને એ આગળ નીકળી ગયો. લોકોની ભીડ વધવા લાગી હતી. એ પોતાના મહોલ્લામાંથી બહાર નીકળી ગયો. આજ તડકો સરસ નીકળ્યો છે અને ઠંડી પણ એવી જ જોરની છે. ફરતાં ફરતાં એણે ચાની એક ઉજ્જડ હોટેલ શોધી કાઢી. એ દુકાન ઠીક ઠીક ઊંચાણમાં આવેલી હતી. ત્યાં જઈ એણે એક ખુરશી પર જમાવ્યું. એ એક ખૂણા પરની ખુરશી પર બેઠો. મોટરસાઇકલવાળાઓ ઉપર એને એક કેળવેલો રોષ છે. એની યાદે એનું મગજ ડહોળાઈ ઊઠે છે. એને ક્યાંય ચેન પડતું નહોતું. નીચે પડેલું એક છાપું એણે વાંકા વળીને ઉપાડી લીધું. હમણાં ઘણા દિવસથી એણે કોઈ છાપું જોયું જ નથી. અજાણ્યા દેખાવા એણે છાપામાં માથું નાખ્યું અને એ રમતગમતનું પાનું જોવા લાગ્યો. એક ખેલાડી ગઈ કાલથી નોટઆઉટ છે. બિ...ચ્ચા...રો!

એ રાત આખી ઊંઘવા પામ્યો નથી. ઓછા રનમાં આઉટ થઈ ગયો હોત તો નિરાંતે ઊંઘ ખેંચી શકત. છતાં હજુ બે રન, બસ, માત્ર બે રન — ભયંકર વિભીષિકા જેવા એ બે રન — બાવીસ અને બાવીસ માત્ર ચુંમાળીસ વાર ! શ્યામને થયું એ ખેલાડી માટે પોતે હમણાં જ ચુંમાળીસ વારનું અંતર કાપી આવે. આટલા ખાતર આખી રાતનું જાગરણ ! ખાવાની ઇચ્છાની ઉપેક્ષા ! પત્ની પ્રત્યેનું ઠંડું વર્તણ ! બધું જ સંભવિત છે. બિ...ચ્ચા...રો ! છેલ્લા બે રન જો એનાથી નહીં થાય — જો એ નહીં કરી શકે તો શું થશે? એ ખેલાડીનો વિચાર કરતાં શ્યામે અત્યંત અસહાયપણે ચારે બાજુ નજર ફેરવી. એને મનમાં થયું — આમાં નસીબ સિવાય બીજો કંઈ ઉપાય નથી. છેલ્લા બે રન એ કરી જ નાખશે એમ નક્કીપણે કોઈ જ કહી ન શકે. અને આ વિચારે થોડો સમય એ થોડો અસ્થિર બની ગયો. ચાના પૈસા ચૂકવી એ ઉઘાડા રસ્તા ઉપર આવીને ઊભો રહ્યો. કંઈ પણ કારણ વિના આડોઅવળો ફરવા લાગ્યો.

પછી બપોર થતાં પાઇસ હોટેલમાં જઈ પોતાને ખર્ચે જ એણે ભોજન કર્યું. માંસ ખાધું, કડ્કડ્ કરતાં ને ચાટી ચાટીને દહીં ખાધું. સુબોધ મિત્ર તો સવારે નવ વાગ્યે જમીને નીકળી જાય છે તેથી આજે એ ન મળ્યા. શ્યામે નક્કી કર્યું કે સાંજે સુબોધ મિત્રને મારા તરફથી જમાડીશ. આજે એણે વરિયાળી ન લીધી, બહાર આવી પાનવાળા પાસેથી પાન ચડાવ્યું અને એક પૅકેટ મોંઘી સિગારેટ લીધી. ભિખારીઓને આપવા પૂરા અડધાનું પરચૂરણ ગજવામાં મૂક્યું. હકીકતમાં મહિનો પૂરો થતો હોઈ હવે ખાસ ચિન્તા નહોતી. બૅન્કમાં હજુ પણ અઢી હજાર જેટલું બૅલેન્સ તો હશે જ. એ ઇચ્છે તો મહિનાના કોઈ પણ દિવસને પહેલી તારીખની સાંજની જેમ રળિયામણો કરી શકે. એકત્રીસમા જન્મદિને પોતાને સ્વતંત્ર — આઝાદ — મુક્ત માનવ માનવા-મનાવવાનું એને મન થતું હતું. એને એવુંય થતું હતું કે આજનો દિવસ તો સરસ રીતે વીતશે, પરંતુ વળતી જ પળે એણે મનને વાર્યું; ભાવિની ચિન્તા જ વ્યક્તિસ્વાતંત્ર્યની મોટામાં મોટી આફત છે, ને ભૂતકાળની ચિન્તા પણ. અને આ વિચારમાં એ પ્રભાતની વાત વીસરી ગયો, ને એણે સાંજની વાત પણ વિચારી નહીં. અત્યારે બળતા બપોરે ઓતરાદા વાયરાના ચમત્કારે આ બીજો પહોર વીતતાં ન વીતતાં એનું મન આનંદમાં આવી ગયું.

ક્રિસ્ટમસને હવે ઝાઝી વાર નથી. દુકાનોમાં લાલ પડદા પર 'હૅપી ક્રિસ્ટમસ' ઝૂલે છે. શો-કેસમાં સજાવેલી કેક, રૂથી બનાવેલું 'સાન્તાક્લૉઝ'નું બાવલું, સામે જ ઊભેલું બ્રેડ-વાન, એના પાછલા ઉઘાડા બારણામાંથી ભોંયતળિયેથી

એકદમ ઉપર સુધી ગોઠવેલ 'બ્રેડ'ની થપ્પીઓ અને એકાએક એના મનમાં થયું જાણે પૃથ્વી ઉપર બહુ સારો સમય હવે આવી પહોંચ્યો છે. હવે કદાચ ખેતરો નવા પાકથી લચી રહ્યાં છે. ખેડૂતોની પત્નીઓને ખોળે બાળકો રમે છે. ગામડે ગામડે સરકારી જાહેરાતો નજરે પડે છે. વધુ બાળકોને જન્મ આપો ઓ મા-માવડીઓ-બહેન-દીકરી-પત્ની ને પુત્રવધૂઓ — આ ધરતીને પડતર રાખો મા. બાપદીકરાવ, ભાઈઓ સારી પ્રજાથી આ દેશને છલકાવી દો. આપણાં કારખાનાંઓમાં ઉત્પાદન વધે છે. આપણાં ખેતરો અનાજથી છલોછલ છે. આપણી ખાણો ખનીજથી સભર પડી છે. પરંતુ એનો ઉપભોગ કરનાર માણસો ક્યાં? હવે અહીં ખાનારાઓનો તોટો પડ્યો છે એ કારણે આપણે આપણી સારામાં સારી માછલીઓ ઢગલાબંધ દરિયામાં વહી જવા દેવી પડે છે. દૂધ એટલું બધું થાય છે કે વાછરડાઓ એ બધું જ દૂધ પી શકતા નથી. દુધાળાં ઢોરના થાનોલા દૂધથી છલકાઈ જાય છે ને દૂધ ધરતી પર વહ્યું જાય છે. પાકથી લહર લહર લહરતાં ખેતરો આપણે ઢોરો માટે મોકળાં મૂકી દીધાં છે. આબાદીના મધપૂડામાંથી મધ નકામું ઢળી જાય છે. મા-માવડીઓ, સુ-સંતાનોથી આ દેશ આખાને ભરચક બનાવી દો — પ્રસવો, સારી પ્રજા પ્રસવો, ભાઈઓ સૌ. શ્યામના મોં પર આછું હાસ્ય છે, શરીર પર મીઠો તડકો છે. ભર્યા પેટે એ ધીમે પગલે ચાલ્યો જાય છે. ભૂતકાળનો કોઈ ચહેરો એને યાદ નથી આવતો કે ભાવિની કોઈ ચિન્તા એના પર સવાર નથી. એને પોતે બહુ તૃપ્ત ને સ્નિગ્ધ લાગે છે. ફૂટપાથ પર ટપાલ-પેટીની પાછળ પથરાયેલા રચાતા સંસાર-માંથી ભિખારીનું એક બાળક ગોઠણિયાભર ચાલતું વચ્ચોવચ્ચ આવી ગયું હતું. શ્યામ કૂદકો મારી એને ઓળંગી ગયો. એક ફેરિયો ધીમે સાદે ગં...જી... કરતો પસાર થયો અને શ્યામ એકાએક ચોંકી ઊઠ્યો. પછી ઝડપથી એ પેલા ફેરિયા-થી આગળ નીકળી ગયો. થોડી વારે એને ભૂતકાળ સાંભરી આવ્યો. એ સામેના નાકે વળી ગયો. રસ્તો ખાલી હતો. તળાવ પાસેથી એક થાકેલો ઠેલાગાડી-વાળો ધીમે ધીમે ગાડી ઠેલતો ચાલ્યો જાય છે. શ્યામે ટપ્ કરતાં આંખો મીંચી, છતાં એની આંખ સામે જુદાં જુદાં દૃશ્યો તરવરી ઊઠતાં હતાં. હારબંધ દુકાનો, સજ્જન દુકાનદારો નિષ્પાપ નજરે બેઠા છે. શરમાળ શિષ્ટ સુંદર યુવતીઓ અને શાન્ત સોહામણાં બાળકો રસ્તે આવ-જા કરી રહ્યાં છે. સંતોષી, વિનયી ને સ્વસ્થ યુવાનો ઉતાવળે ઉતાવળે કામે જઈ રહ્યા છે. કર્મનિષ્ઠ અનુભવી વૃદ્ધો કૌતુકભરી નજરે વરંડા યા બાલ્કનીમાં બેઠા બેઠા જીવનની સંધ્યા સુંદર રીતે

માણી રહ્યા છે. સર્વત્ર એક વણલખી જાહેરાત છે. જીવો અને જીવવા દો. તમારું જીવન અમારે માટે મહામૂલું છે.

રસ્તા પરના હાઈડ્રેન્ટના પાણીમાં ગોઠણભર પગ ડુબાડી છબછબિયાં કરતો ઊભો ઊભો શ્યામ હસતો હતો. એની આંખોમાં હાસ્ય હતું. આજે એ જરાક થાક્યો હતો. ટેવ વિના વધારે ભોજન લેવાઈ જતાં એની હોજરીમાં ચાંદાં પડ્યાં છે છતાં એને ઘેર પાછા વળવાનું મન નથી થતું. ચાલતો ચાલતો એ ફરી એક જાહેર રસ્તા પર આવી પહોંચ્યો. એને થયું, ચૌરંઘી તરફ જાઉં તો ખોટું નહીં. ક્રિસ્ટમસને કારણે એ બાજુ ધામધૂમ હશે. જોયું તો બસસ્ટૉપ ઉપર ચારે બાજુ ભિખારીઓ આંટા મારે છે. કાળાં ચશ્માંવાળી એક સ્ત્રી નાકે રૂમાલ દાબી બસની રાહ જુએ છે. ટેરેલિનના વસ્ત્રધારી કેટલાક જુવાનો રેલિંગને અઢેલીને ઊભા છે. બસ આવી પહોંચી. સામાન્ય ભીડમાં ચડ-ઊતરની જે ભાડ થઈ તેમાં શ્યામ નચિંતપણે ગોઠવાઈ ગયો. બસ ચાલુ થતાં પહેલાં એણે ગજવામાંથી મુઠ્ઠી ભરી પરચૂરણ કાઢ્યું ને રસ્તા ઉપર ફગાવ્યું. રણ...ઝણ... કરતો પળવારમાં એનો રણકાર રસ્તા પરની આવ-જામાં ડૂબી ગયો. તેમ છતાં એ પરચૂરણનો એવો ખણખણાટ થયો કે આજુબાજુના સૌ ચોંકી ગયા. હેન્ડલ પકડીને ઊભેલો એક વૃદ્ધ પોતાનાં ત્રણે ખિસ્સાં તપાસી જોતો હતો. પૈસા ! અરે કોના પૈસા પડી ગયા ! એક દબાયેલી ઉત્તેજના આસપાસ પ્રસરી ગઈ અને માછલાંભક્ષી જળચરની જેમ આવીને બે જણ ભીડમાં ભળી ગયા. શ્યામ નચિંતપણે બસમાં ચડી ગયો. કંડક્ટરે ઘંટડી મારી. પછી જરા આમતેમ થઈ ફરી વાર જોરથી ઘંટડી વગાડી અને એ બોલ્યો — 'બરાબર છે, જવા દો.' ફૂટબોર્ડ પર ઊભા ઊભા શ્યામે પાછું વાળીને જોયું તો સ્ટૉપ પરના ભિખારીઓમાં નાનું એવું રમખાણ મચી ગયું હતું. આટલી વારમાં ત્યાં ટોળું એકઠું થઈ ગયું હતું. શ્યામે મોં ફેરવી બસની અંદર જવા મહેનત કરી અને જરા અંદર જઈ ઉપરનો રોડ પકડી એણે નિરાંતે આંખો મીંચી. જમ્યા પછી એની આંખો જરા ભારે થઈ જાય છે.

બસ એલગીન રોડ વટાવી આગળ ગઈ ત્યારે શ્યામને બેસવાની જગા મળી. થિયેટર રોડ લગભગ કંડક્ટરે ભાડું માગતાં એણે ગજવામાં હાથ નાખ્યો તો છૂટું કંઈ જ નહોતું. એના 'બુક પૉકેટ'માં દસ દસની બે નોટ હતી. એણે એક નોટ કાઢી કંડક્ટરને ધરી. માથે ઝુંડ જેવા વાળવાળા ને કર્કશ ચહેરાવાળા કંડક્ટરના મોં પરની નસો તણાઈ ગઈ. એણે કહ્યું — 'છૂટું આપો !' એક સ્ટૉપ આવતાં બસ થોભી. શ્યામે કંડક્ટરની આંખમાં આંખ પરોવી નોટ બતાવી

માથું હલાવ્યું — પરચૂરણ નથી. કંડક્ટરના હાથમાંની ટિકિટને પંચ કરવાનો 'ટિરિક્' સંભળાયો. કંડક્ટરે પાછળ જોઈ એના સાથીને પૂછ્યું — કર્કશ સાદે પૂછ્યું — 'છે…?' અને ઝડપથી ઘંટડી વગાડી શ્યામ તરફ જોતાં કહ્યું — 'છૂટું નથી?' જવાબમાં શ્યામે નકારમાં માથું ધુણાવ્યું. ફરી ટિકિટ પંચ થવાનો પેલો 'ટિરિક્' અવાજ આવ્યો. કંટાળાપૂર્વક એણે માથું હલાવ્યું, નોટનું છૂટું નથી. શ્યામે એની સામે જોઈ રહીને પૂછ્યું — 'તો?' અને કંડક્ટરે અવશતા-પૂર્વક મોં ફેરવી લેતાં તુચ્છકારથી કહ્યું — 'તો બીજું શું થાય, ચાલો એમ ને એમ.' આટલું કહી કંડક્ટર આગળ વધ્યો. નેપથ્યમાંથી એના બોલ સંભળાયા — 'લોકોને વારંવાર ચેતવ્યા છે કે બસમાં મોટી નોટનું છૂટું આપવામાં નહીં આવે પણ…' અને શ્યામનું મોં અને આંખ લાલ લાલ બની ગયાં. એને મન થયું ચીસો પાડીને સૌને સંભળાવવાનું કે — 'ભાઈઓ, હમણાં થોડી જ વાર પહેલાં ગડિયા-હાટને નાકે મુટ્ઠી ભરીને પરચૂરણ રસ્તા પર ભિખારીઓ વચ્ચે મેં જ વેર્યું હતું. બધું જ ત્યાં વેરી દીધું એટલે જ મારી પાસે…' પણ એણે એમ ન કર્યું. એ ચૂપચાપ ઊભો થઈ ગયો. કંડક્ટર બીજી બાજુ લોકોને ટિકિટ આપતો હતો ત્યાં જઈ એના વાંસા પર હાથ મૂકીને કહ્યું — 'જો, હું ઊતરી જાઉં છું.' અને કંડક્ટરે મોં ફેરવી એની સામે જોયું અને લેશ પણ દિલગીરી દાખવ્યા વિના જણાવ્યું કે જેવી તમારી મરજી. બસમાંના બીજા બધા શ્યામ તરફ જોઈ રહ્યા. વકીલ જેવા જણાતા એક વૃદ્ધે શ્યામને રોકીને કહ્યું — 'ઊભા રહો, હું જોઉં. મારી પાસે છૂટું હશે.' અને આમ કહેતાં જ એણે હાથમાંનો પોર્ટફોલિયો શ્યામ તરફ ધરતાં કહ્યું — 'જરા આ સંભાળો. હું મારા અંદરના ખીસામાં જોઈ લઉં.' શ્યામે નમ્રતાથી હાથ લંબાવી ફોલિયો સંભાળી લીધો અને પેલા વૃદ્ધે ચાલુ બસના હડદોલા ખાતાં ખાતાં પોતાના ગળાબંધ કોટનાં બટન ખોલી અંદરના ચોર ખીસામાં હાથ નાખી એક જાડી પૉકેટ ડાયરી બહાર કાઢી. એ વૃદ્ધ પડી ન જાય તે માટે શ્યામે પોતાનો ખભો એના વાંસા તરફ ધરી રાખ્યો. પાછળથી એક દયાળુ ભૈયાએ પણ પોતાના ખભા વતી એ વૃદ્ધના વાંસાને આધાર આપ્યો. પેલા વૃદ્ધે પૉકેટ ડાયરી ખોલી કે તરત તેમાંથી ઘણા બધા કાગળો નીચે સરી પડ્યા. 'આહા!' કરતો તે વાંકો વળીને એ વીણી લેવા લાગ્યો. શ્યામ અને પેલા ભૈયાએ એને ઝાલી રાખ્યો હતો. પછી સીધા ઊભા રહી પેલા કાગળોમાંથી એક રૂપિયાવાળી નોટો તારવી બરાબર ગણીને શ્યામના હાથમાં મૂકી, પછી ફોલિયો હાથમાં લીધો. શ્યામે દસની નોટ એના હાથમાં મૂકી અને આભારવશ

થોડુંક હસ્યો. પોતે બીજાને ઉપયોગી થઈ શકયો એથી એ વૃદ્ધ પણ ખુશી થયા હોય એમ એના ચહેરા પરથી લાગતું હતું. શ્યામ ધીરે ધીરે બારણા ભણી આગળ વધતો હતો. પાછું વાળીને એણે જોયું નહીં. કંડકટરનો કર્કશ સાદ ફરી સંભળાયો — 'શું થયું ? ટિકિટ ?' પણ શ્યામે કંઈ જ જવાબ ન વાળ્યો. ટિકિટ લેવાની કોઈ ઇચ્છા જ જાણે હવે એનામાં નહોતી, એણે જાતે જ દોરી ખેંચી બસ રોકી, ને પછી ઊતરતાં પહેલાં પોતે જ ફરી ઘંટડી મારી. મેદાન નજીક એ ઊતરી ગયો. સામાન્ય એવી હો...હા એને કાને પડી. એણે એ બાજુથી મોં ફેરવી લીધું ને હસતે ચહેરે મેદાનના હૂંફાળા હૂંફાળા તડકામાં એ નીચે ઊતરી ગયો.

એણે નીચા નમી જમીન પરથી એક પથ્થર ઉપાડી દૂર દૂર ફગાવ્યો. ઘાસનાં લીલાં તરણાં તોડી તે લહેરથી ધીરે ધીરે ચાલતો હતો. એને કેમે કરતાં યાદ નહોતું આવતું કે શા કારણે એને મોટરસાઇકલવાળાઓ સામે આટલો રોષ છે ? એનાં ભવાં જરા સંકોચાયાં. ખીસામાં હાથ ફેરવી એણે સિગારેટનું પૅકેટ બહાર કાઢયું. એના પેટમાં બપોરની ભૂખ જાગી હતી, થોડી બળતરા થતી હતી. દીવાસળી ચેતાવવા જતાં એણે જોયું કે એનાં આંગળાં થોડાં થોડાં ધ્રૂજે છે. છેલ્લા થોડા મહિનામાં એ ઠીક ઠીક સુકાઈ ગયો છે. એક જમાનામાં એ દર મહિનાની ચોથી તારીખે અચૂક વજન કરાવતો. ત્યારે દિવસમાં ઘણીયે વાર એને પોતે જાડો-પાતળો જણાતો. હમણાં ઘણા વખતથી એણે વજન કરાવ્યું જ નથી, છતાં એ જાણે છે કે એનું વજન ઘણું ઊતરી ગયું છે. એની ખોટી ચિંતા અને ચરબી ઊતરી ગયાં છે.

ખુશખુશાલ મને મેદાનમાં દૂર દૂર સુધી એણે લટાર મારી. હવાના ઝપાટાથી એના તેલ વિનાના વાળ કપાળ પર આમતેમ ઊડતા હતા. માથે આંગળી ફેરવતાં જ વાળની ગૂંચ હાથમાં આવતી. દાંતિયો ફેરવતાં આંખમાં પાણી આવી જતાં. શ્વેત વસ્ત્રધારી ક્રિકેટ ખેલાડીઓના એક ટોળા પાસેથી અન્યમનસ્કપણે એ આગળ ચાલ્યો ગયો. એકાએક એના નાકે પાંદડાં બળવાની મીઠી વાસ આવી. અને પછી તડકામાં એ ફાવે તેમ ફરતો રહ્યો. ડાબી બાજુ શ્વેત શૂન્યતામાં મૅમોરિયલ ધૂ...ધૂ... કરતું હતું ને જમણી બાજુ ગંગાના વક્ષ ઉપર ગોઠણિયાં વાળીને ઝૂલતો હતો હાવડા પુલ. અને ધ્વંસાવશેષ કિલ્લાના અંતિમ જીર્ણ સ્તંભ જેવો, રંગ ઊપટી ગયેલો ઑકટરલોની મૉન્યુમેન્ટ — તે પછી થોડો સમય એને કંઈ જ દિશાભાન ન રહ્યું. એ સ્તંભિત થઈ માત્ર ચારે બાજુ વકાસી

રહ્યો. હાવડાનો પુલ એની ડાબી બાજુએ ચાલ્યો જાય છે ને જમણી બાજુએ મેમોરિયલ જણાય છે. અને થોડે આગળ જતાં એને જમણી કે ડાબી કોઈ બાજુ જ શોધી દેખાતી નથી. કયારેક આગળ-પાછળ તો કયારેક આજુ-બાજુ એ બંનેને શ્યામ જુએ છે. મેદાનમાં એ એટલો દૂર નીકળી ગયો હતો કે આઘે રસ્તા પર જતા-આવતા લોકો લગભગ દેખાતા જ નથી. વિશાળકાય મેદાન કોઈ ભૂતનો શિકાર થયું હોય તેમ ખાઉં ખાઉં કરતું હતું. નકામા કાગળોને અહીંતહીં ઉડાડતો પવન રમે છે અને બળતાં પાંદડાંની વાસ આવે છે. એની નસેનસમાં લોહી ધમધમી ઊઠયું છે એમ એ અનુભવે છે. એ કોઈ પણ રીતે એકાદ વૃક્ષને છાંયડે પહોંચી જવા માગે છે પણ વૃક્ષો જ જાણે એની ડાબીજમણી બાજુ સરી જાય છે. હવે એ હાંફી ઊઠયો. બેચેન બની જરા ઊભો રહી ગયો. થોડી વાર સુધી તો એને કંઈ સમજાયું જ નહીં. થોડી વાર સુધી એ પોતે કયાં છે તે જાણવા મથ્યો. વૃક્ષો જાણે એની આજુબાજુ ફરતાં હતાં. એ આંખો મીંચીને યા ઉઘાડી આંખે કયાંક છાંયડે જવા ઇચ્છતો હતો. ઘણી વાર પછી આખરે એ એક વૃક્ષને છાંયડે પહોંચી શકયો. અને મનમાં ને મનમાં પોતાની હોશિયારી પર વારી ગયો. હસ્યો અને પછી ચત્તોપાટ થઈ સૂઈ ગયો. વિરાટ વિશાળ અનંત આકાશ એકાએક જાણે એની સમસ્ત ચેતના ઉપર છવાઈ ગયું. અજવાળું ધીરે ધીરે એની આંખ સામેથી અલોપ થયું. અસહાય શ્યામ બાહુ પ્રસારી ધરતીને, ઘાસને ને વૃક્ષોની છાયાને બાથમાં લેવા માગતો હતો. પરંતુ નિદ્રાના તરંગો એના જાગૃતિના કાંઠાળ પ્રદેશને વળોટીને એની પર સવાર થઈ રહ્યા છે એવું એને જણાયું. એ તરંગો એને ઉપાડી જ જવાના પોતાના પ્રદેશમાં. અને છેલ્લી વાર જોતો હોય તેમ એ પલકવાર ચારે બાજુ જોઈ રહ્યો. સહસા વીજના ચમકાર જેવું એને જણાયું કે જાગવું કે ઊંઘવું બન્નેમાંથી કોઈ વાત એના કાબૂની નથી. કોઈ વિરાટ પોતાની ઇચ્છા મુજબ એને ચલવી રહ્યો છે — નચવી રહ્યો છે. એ સોનાની લાકડીના સ્પર્શે એને સુવાડી દે છે ને પછી ફરી એના જ સ્પર્શે એને જગાડે પણ છે. આ તડકામાં, આ મેદાનમાં, આ તરણામાં ને આ વૃક્ષોની છાંયડીમાં અથવા આ ઉઘાડા અનંત આકાશમાં કયાંક એ લપાઈને બેઠો છે એને શોધી કાઢવા શ્યામે છેલ્લો મરણિયો પ્રયત્ન કર્યો અને પછી ધબ્બ કરતું એનું ચેતનાવિહોણું માથું પોચા ઘાસ ઉપર — ધરતી ઉપર ઢળી નિદ્રાધીન થયું.

મોટરસાઇકલની ભારે ઘરઘરાટીથી એની ઊંઘ ઊડી ગઈ. એ ધ્રૂજી ઊઠયો. વીજળીના ઝબકારાની જેમ ચારે બાજુ એણે એક નજર નાખી. ધીરે ધીરે પેલો

અવાજ ઓછો થઈ ગયો અને એને બરાબર ધ્યાનમાં આવ્યું કે એને જે અવાજ સંભળાય છે એ તો એની પોતાની અંદરથી જ આવે છે — એના પોતાના માથામાંથી જ આવે છે. સરકસમાં કે રથના મેળા વખતે જાળીદાર ગોળામાં — ગોળ પિંજરામાં — મોતના કૂવામાં એનો ખેલાડી જે રીતે જોરજોરથી મોટરસાઇકલ ફેરવતો ચડઊતર કરે છે તેવી જ સ્થિતિ એના મગજની છે. એ જેવો જાગ્યો એવો જ પેલો અવાજ ક્ષીણ થતો થતો ઊંડી નિસ્તબ્ધતામાં સરી પડ્યો. એ પછી એણે પોતાના હૃદયના ધબકારા સાંભળ્યા — એને સંભળાયા. થોડી વાર સુધી એ એકદમ ગમારની જેમ — ગાડરની જેમ પોતાની ચારે બાજુના અંધારા મેદાન તરફ ને ધુમ્મસમય શૂન્યતા તરફ જોઈ રહ્યો. એને થયું જાણે મધરાતની કોક પરીઓ એને અહીં ઉઠાવી લાવી છે અને આ મેદાનમાં સુવડાવી ગઈ છે. એ પરીઓ એની સ્મૃતિને, એનાં સ્વપ્નાંને અને એની ભવિષ્યની ચિન્તાને હરી ગઈ છે. અત્યારે એને પોતાનું નામ પણ યાદ નથી, કે નથી પોતાનો કંઈ પરિચય યાદ. હિમથી એનાં કપડાં ભીંજાઈ ગયાં છે. સૅન્ડલ ઠંડાગાર થઈ ગયાં છે અને એકાએક નીકળેલા ઓતરાદા પવનથી એ ટાઢથી સૂ...સૂ.. કરતો ધ્રૂજી રહ્યો છે અને એને ઓચિન્તાનું યાદ આવે છે કે એની મુઠ્ઠીમાં એક એકની દસ નોટ છે. યાદ આવે છે પોતે બસનું ભાડું નહોતું ચૂકવ્યું તે. ને એ સાથે જ યાદ આવે છે આજે એનો એકત્રીસમો જન્મદિન છે તે. ને છેલ્લે પોતે જ શ્યામ છે એ હકીકત પણ એને યાદ આવી ગઈ.

એ ઊભો થઈ ગયો. સ્વસ્થ પગલે ધીરે ધીરે અંધારું મેદાન વટાવી ગયો. ઘાસ પર જામેલા હિમથી એના પગની પાનીઓ વાટે એક ઠંડી ધ્રુજારી એના આખાયે શરીરમાં પ્રસરી જાય છે. બસના રસ્તા પર પહોંચી એ એક બસમાં ચડી ગયો. બસમાં આખે રસ્તે ખૂબ ખૂબ વિચાર કર્યો. તેમ છતાં એને ન સમજાયું કે પેલા મેદાનમાં એ શા માટે સૂઈ ગયો હતો? શા માટે એણે બસની ટિકિટ ન લીધી? શા માટે મુઠ્ઠી ભરીને પરચૂરણ રસ્તા ઉપર ફગાવી દીધું? શા માટે અરીસા વાટે પેલા સાઇકિલસ્ટ ઉપર સૂરજનાં કિરણો ફેંક્યાં?

# 5

સુબોધ મિત્ર પાઇસ હોટેલના બારણામાં જ મળી ગયા. મિત્ર હો...હા કરી ઊઠયા — 'આજે સાડા સાતમાં તમે અહીં? હું તો હજુ હમણાં જ સાંજનો ત્રીજો કપ ચા ચડાવીને ગયો. દસ વાગ્યે જમવા આવીશ. ચાલો —' કહેતાં મિત્રે શ્યામનો હાથ પકડયો — 'અત્યારે જ જમી લેશું તો રાતે પાછી ભૂખ લાગશે — ચાલો.'

આટલી વારે શ્યામને લાગતી ટાઢ ઊડી. એના શરીરમાં ફરી ગરમાવો આવી ગયો. એને યાદ આવ્યું, આજે આખા દિવસમાં બહુ ઓછું બોલ્યો છે, બહુ જ ઓછું — માત્ર ચાર જણ સાથે જ, પ્રથમ પેલા ચાવાળા છોકરા સાથે, પછી હોટેલના છોકરા સાથે માંસ-મરઘીની વરધી આપતાં, પછી પાનવાળા સાથે પાન-સિગારેટના બે શબ્દો અને છેલ્લે બસના પેલા કન્ડકટર સાથે 'છૂટું નથી, હું ઊતરી જાઉં છું' — એમ જણાવતાં.

એણે હસતાં હસતાં પૂછ્યું — 'મને કયાં લઈ જાઓ છો?'

— 'અહીં પાસે જ, મારી ઓરડીએ. જરા જોઈ જાવ.'

અને કોઈ આશ્રિતની જેમ શ્યામે સુબોધ મિત્ર સાથે ચાલવા માંડયું. હવે કોઈનો પણ સાથ એને ગમે છે. એણે મિત્ર તરફ ઝીણવટથી જોયું, અને એક બાજુએથી મિત્રનું પ્રોફાઇલ જોઈ એને થયું કે કદાચ મિત્રની ઉંમર હું ધારું છું એટલી વધુ ન પણ હોય!

રસ્તામાં મિત્રે લૉન્ડ્રીમાંથી કપડાં લીધાં, મોદીને ત્યાંથી પતાસાં લીધાં, ફૂલ-વાળાને ત્યાંથી કેળના પાંદડામાં ગલગોટાનાં ફૂલ લીધાં. આ બધું કરતાં કરતાં મિત્ર બોલ્યે જતા હતા — 'મશાય, તમે પૂરા ક્રિમિનલ છો. હું તો માનતો હતો કે તમે બેકાર છો, આજે જ વાતવાતમાં હોટેલ મૅનેજર પાસેથી જાણવા મળ્યું કે તમે તો એક બહુ મોટી કંપનીમાં ઑફિસર હતા, તમે ડિરેકટરોની બદમાશી પકડી પાડી એટલે તમને રજા આપવામાં આવી છે... હા... હા... સાચે જ શું એમ બનેલું? (શ્યામ આછું હસ્યો) તે મશાય, તમે હજુયે એવા આદર્શ-બાદર્શના ફિતૂરમાં ફસાયેલા છો? એક સમયે હું પણ એવો હતો. તમે જેને આદર્શવાદી કહો તેવો. વિવેકાનંદના 'રાજયોગ' અને 'લાઇફ ડિવાઇન'નો પાઠ નિત્ય ધ્યાનથી કરતો. ગીતા તો અક્ષરેઅક્ષર મને મોંએ હતી. પરંતુ મશાય...

(મિત્રની સાથે શ્યામે પણ દુઃખપૂર્વક માથું હલાવ્યું ) એ થતું નથી. નથી થતું. શું કહું? સાધનમાર્ગે થોડો સમય હું આગળ વધેલો પણ આખરે ધ્યાનમાં બેસતાં પ્રથમ કાયા થરથર ધ્રૂજી ઊઠતી, ને પછી શરીર હળવુંફૂલ જણાતું. અને જ્યોતિફ્રચોતિ જેવું કંઈક દેખાતું પણ ખરું. શું કહ્યું — મારી ઉમ્મર? ત્યારે મારી ઉંમર વધુ નહોતી. માંડ વીસ-એકવીસની હશે. કરોડરજ્જુ સીધી રાખીને સરુના વૃક્ષની જેમ ટટ્ટાર ચાલતો. છાતી પર અદબ વાળી વિવેકાનંદની અદાથી ઊભો રહેતો, મનોમન ગણગણતો — માય ડિયર બ્રધર્સ એન્ડ સિસ્ટર્સ... હા... હા ... હા ... ! એ વખતે વીસ-એકવીસ વર્ષનો હતો હું. વાટે ને ઘાટે, ઘરમાં કે બહાર ક્યાંય સ્ત્રીઓનાં આવાં ચિત્રોવાળાં આટઆટલાં કૅલેન્ડરો નજરે નહોતાં પડતાં, જ્યારે આજે તો જ્યાં જુઓ ત્યાં બધે એવાં ચિત્રો જ નજરે પડે છે. હુ...હૂ...હૂ...હૂ... કરતી આટલી બધી છોકરીઓ ક્યાંથી ટપકી પડી? કે દેશ આખામાં બધે એ જ છવાઈ ગઈ છે?' આટલું કહેતાં સુબોધ કેવો ઉદાસ થઈ ગયો હતો! એણે એક વાર ચારે બાજુ વિહ્વળ આંખે નજર કરી લીધી.

શ્યામે ધ્યાનથી જોયું. મિત્રે બગલમાં ડાબી બાજુએ લૉન્ડ્રીમાંથી લીધેલાં કપડાં દબાવ્યાં હતાં અને જમણી બાજુ કેળના પડીકામાં ફૂલ હતાં. હવે ધારો કે એને ખજવાળ ઊપડી તો એ શું કરે? એને નાછૂટકે શ્યામને કહેવું પડે કે — 'ભાઈ, જરા મારે ખભે યા નાકે ખજવાળજો તો!' આમ વિચારતાં એણે બહુ વિનયપૂર્વક હાથ લંબાવીને કહ્યું — 'તમારા હાથમાંનું ફૂલનું પડીકું મને આપો.'

માથું ધુણાવી મિત્રે ના પાડતાં કહ્યું — 'ના, ના. આ તો મારું નિત્યકર્મ છે મશાય, મારાં બાએ લાકડાના સિંહાસને એક ઠાકુરની સ્થાપના કરી હતી. મરણપથારીએ હતાં ત્યારે એમણે બહુ આજીજી કરી કહ્યું હતું કે મારા આ ઠાકુરને રોજ જરા પતાસાં ને ફૂલ ધરાવતો રહેજે. એથી હું એ નિયમ પાળું છું. ચાર-છ આનામાં પતી જાય છે. ઠાકુર-દેવતામાં મને ખાસ શ્રદ્ધા કે ભક્તિ નથી, તમને છે?' કહી એણે આતુરતાપૂર્વક શ્યામ સામે જોયું. પછી પોતે જ કહ્યું — 'કદાચ એવું કંઈક છે. પરંતુ...'

વાતો કરતા કરતા બેઉ શેરીને નાકે આવેલી મિત્રની ઓરડીએ જઈ પહોંચ્યા. મિત્રે ઓરડી ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. દીવો કર્યો અને કહ્યું — 'આ છે મારો આશ્રમ.'

ઓરડીની દીવાલો પર ઘણાં બધાં દેવ-દેવીઓનાં ચિત્રો હતાં. ત્રણ કૅલેન્ડર, એક ટેબલ, ઇઝીચૅર અને અહીંતહીં પુસ્તકો ને કાગળોના ખડકલા. એની પથારીમાં જ્યોતિષવિષયક બે સામયિકો ઉઘાડાં પડ્યાં હતાં. ટેબલ પર રવિ ઠાકુરની છબીને એક ફૂલમાળા ચડાવેલી હતી. સામે અગરબત્તીનું સ્ટૅન્ડ હતું. ચારે બાજુ પુષ્કળ ધૂળ જામેલી હતી. ઓરડીમાં બારી એક જ હતી. અંદરની બાજુ એક બીજું બારણું હતું. મિત્રે ડાબા હાથે ખમીસનાં બટન ખોલતાં ખોલતાં જમણા હાથે એ બારણાની ઉપરની સ્ટૉપર નીચે કરતાં પૂછ્યું — 'અંદર જોવું છે ને?'

— 'રહેવા દો.' શ્યામે અનિચ્છા દર્શાવી.

મિત્રે નિરાંત કરી — 'કિચન છે નાનુંએવું, અને એક અંધારિયો બાથરૂમ છે. એક ફૅમિલી માટે પૂરતી જગ્યા છે, પણ અહીં બધું જ કમનસીબ છે.'

મિત્રે ઝપાટાથી કપડાં બદલાવી લુંગી પહેરી લીધી. એ થોડી જ વારમાં અંદર જઈ મોં-હાથ-પગ ધોઈ બહાર આવી ગયા. પછી ટેબલ સામે એક આસન બિછાવી નીચે બેસી ગયા. બેસતાં બેસતાં એમણે હાથના ઇશારે શ્યામને થોડી વાર રાહ જોવા સૂચવ્યું. શ્યામે જોયું. ટેબલની નીચે લાકડાનો રમકડા જેવો પલંગ હતો; એમાં એક બાજુ પિત્તળનો કનૈયો, માટીનાં કાલીમાતા, રામકૃષ્ણ અને શારદામણિ દેવીનાં ચિત્રો હતાં, અને બીજી બાજુ પિત્તળના સિંહાસન ઉપર એક શિવલિંગ ઝગઝગાટ કરતું હતું. નાની એવી એક થાળીમાં મિત્રે એક નાના રમકડાના ગ્લાસમાં પાણી અને પતાસાં સજાવ્યાં. ફૂલ જુદા જુદા દેવતાઓને ધર્યાં અને થોડી વાર બંધ આંખે સ્થિર બેઠા રહ્યા.

મિત્ર પૂજા પરવારીને ઊભા થયા કે શ્યામે પૂછ્યું — 'તમે શું મંત્રો બોલતા હતા?'

— 'મેં ભગવાનને કહ્યું કે — ઠાકુર આ સ્વીકારજો — મા આ જ મંત્રો ભણતી.' અને પછી જરા હાસ્ય કરી મિત્રે કહ્યું — 'આ બધું કંઈ નથી, મશાય — એક ટેવ છે ટેવ. ઘણી વાર ભૂલથી એક વાર ધરાવેલાં ફૂલ બીજી વાર ધરાવ્યાં છે. તાવ-બાવ આવ્યો હોય ત્યારે પથારીમાં પડ્યા પડ્યા જ કહું છું કે — ઠાકુર આ સ્વીકારજો — ત્યારે ઠાકુર શું સ્વીકારે છે એ કોણ જાણે છે? છતાં પ્રસાદનાં પતાસાં વાટકીમાં મૂકી રાખું છું, અને સાંજે મમરા સાથે એ ખાઈ જાઉં છું -- હા....હા . હા...'

મિત્રે કાળજીપૂર્વક રવિ ઠાકુરની છબી પાસે અગરબત્તી કરી. છબી પર ચડાવેલી માળા તાજી જ જણાતી હતી. સવારે જ ચડાવી હશે એમ લાગ્યું. શ્યામે પૂછ્યું —'આ માળા શા માટે?'

— 'આદતનું જોર'—મિત્રે હસતાં હસતાં કહ્યું તો ખરું પરંતુ એમના બોલવામાં સ્પષ્ટપણે દ્વિધા હતી. — એણે વધુમાં કહ્યું — 'મેં તમને કહ્યું હતું ને કે આ ઠાકુર-દેવતામાં — ભગવાન બગવાનમાં — હું નથી માનતો, છતાં એટલું તો નક્કી — કંઈક ક્યાંક કંઈક એવું તો છે જ મશાય...રવિ ઠાકુર...રવિ ઠાકુર...'અને મિત્ર ફરી પેલું શરમાળ હાસ્ય હસ્યા—'આ એક હકીકત છે. મશાય, તમને એ નહીં સમજાય.'

'કેમ? શા માટે?'

અને બીજી બાજુ જોતાં મિત્રે જણાવ્યું — 'હકીકતમાં રવિ ઠાકુર ઉપર મને અત્યંત શ્રદ્ધા ને ભક્તિ છે.'

— 'એવું તો બીજા ઘણાને છે.'

— 'ના, બરાબર એ રીતે નહીં. રવીન્દ્ર-જયંતીના સમારંભોમાં હું ક્યારેય ગયો નથી — જતો નથી. શાન્તિનિકેતન મેં જોયું નથી. જોડાસાંકો કઈ બાજુએ આવ્યું એ હું જાણતો નથી. ના, રવિ ઠાકુરનાં ગીતો-કાવ્યો મેં ખાસ વાંચ્યાં નથી. માત્ર 'બાંગ્લા સિલેક્શન'માં આવેલું તે અને બીજાં થોડાં ટૂકડ ટૂકડ ભણવા-માં આવ્યાં હોય એ જ મારું એમની કૃતિઓનું વાચન. એમનું એકેય ગીત કે કાવ્ય મને પૂરું યાદ નથી, આમ છતાં તમે કહેતા હો તો એકાદ-બે લીટી બોલી જાઉં. જેમ કે 'रमणीर मन सहस्र वर्षेरि सखा साधनार धन' અથવા 'ओगो वधू सुन्दरी...' હા... હા... ના મશાય, તમે જે દૃષ્ટિએ એમને વિશે વિચારો છો—જુઓ છો તેવું કંઈ મારે માટે નથી. મારા રવિ ઠાકુર તો જુદા જ છે. તદ્દન અનોખા જ — નિરાળા જ છે.'

મિત્ર આવીને શ્યામની નજીકની ખુરશીમાં ગોઠવાયા. સાદ એકદમ ધીરો કરીને એમણે કહ્યું — 'હું મુસીબતમાં હોઉં છું ત્યારે એમને સાદ દઉં છું.' મિત્રની આંખોમાં અને ચહેરા પર થોડીક ગંભીરતા દેખાઈ— 'નાનો હતો ત્યારથી જ મને આ ટેવ પડી ગઈ છે. બરાબર યાદ નથી પણ એક વાર મારા માથા ઉપર ગરોળી પડી અને બીકથી હું દોડતો હતો તેવામાં ધડામ્ દેતો બાપુજીના ટેબલ સાથે ભટકાયો. હું રડી પડ્યો. પછી ઊભા થતાં જોયું તો એ ટેબલ ઉપર રવિ ઠાકુરની આ છબી, એના પર ફૂલમાળ ચડાવેલી હતી ને બાજુમાં અગરબત્તી બળતી હતી. મારાથી રોતાં રોતાં બોલી જવાયું —''ઓ રવિ ઠાકુર, મારા માથા પર ગરોળી પડી છે એને તમે ભગાડી મૂકો.'' તરત જ મારા ઢગલોએક વાળમાંથી ગરોળીનું એક બચ્ચું નીકળીને ટેબલ પર પડ્યું અને ત્યાંથી ભીંત પર ચાલ્યું ગયું. હું તો ધ્રૂજી ઊઠ્યો. હસતા નહીં. મને મનમાં લાગ્યું જાણે છબીમાંના રવિ ઠાકુર

મારા તરફ જોઈ હસી રહ્યા છે. બીકથી હું તો એકદમ થીજી જ ગયો. પછી ધીમે ધીમે મને સમજાયું કે અજ્ઞાતપણે મને એક રવિ ઠાકુર મળી ગયા છે. એ મારા છૂપા દોસ્ત જેવા છે. બાળક મા પાસે પોતાને આવેલો તાવ છુપાવી રાખવા મથે તેમ મેં બધાથી મારા રવિ ઠાકુરની વાત છુપાવી રાખી છે. રાતે એકલો અંધારા ઓરડામાં થઈને જઈ ન શકતો હોઉં ત્યારે એમને કહું કે મને આ અંધારામાંથી પાર કરી દો રવિ ઠાકુર! અને એ બોલતાંવેંત મનમાં થતું જાણે કોઈએ મારો હાથ પકડ્યો છે અને હું પટ્ પટ્ અંધારું વટાવી જતો. એક વાર પતંગ પકડવા જતાં ખલાસીપાડાના છોકરાઓ સાથે મારામારી થઈ. માર પડતાં હું બૂમ પાડી ઊઠ્યો — "ઠાકુર, ઓ રવિ ઠાકુર, જુઓ, મને આ લોકો મારે છે. તમે મને બચાવો" — મારું બોલવું સાંભળી સૌ હસવા લાગ્યા. તને રવિ ઠાકુર બચાવવા આવશે, એમ? — સૌ હસતા હતા એ તકનો લાભ લઈ દોડીને હું ઘેર પહોંચી ગયો. ઘણી વાર હું મારી ફૂલવાડીમાં એમની આંગળી ઝાલીને ફર્યો છું. દૂર દૂર નીલકોઠી સુધી ફળ ખાવા એમની સાથે ગયો છું. રેલવે બ્રિજ પગપાળો વટાવી શંભુગંજના મેળામાં અને શણભરેલી હોડીઓમાં ગાંઠોની વચ્ચેની જગ્યામાં છુપાઈને — હોડીવાળાઓને છેતરીને કેટકેટલાય અજાણ્યા ઘાટે ફરી આવ્યો છું. સૌ માનતા કે સુબોધ એકલો એકલો ચાલ્યો ગયો છે પણ વસ્તુતઃ એમ હતું જ નહીં. મારા રવિ ઠાકુર તો સદૈવ મારી સાથે ને સાથે જ રહેતા. હું એમનો મોટો સુંવાળો હાથ બરાબર પકડી જ રાખતો અને મન ફાવે ત્યાં નચિંતપણે ચાલ્યો જતો. ક્યાંય ખોવાઈ જવાનો કે બીજી આફતમાં મુકાવાનો મને ડર જ ન હતો. હું જાણતો કે મારા રવિ ઠાકુર મને મારા સાચા ઠેકાણે મૂકી જ જવાના છે; વાવાઝોડામાં ને વરસાદમાં પોતાના ઝભ્ભાની આડશે રાખી મારું ધ્યાન રાખવાના જ છે. ઊંઘતાં પહેલાં એ મને પરીઓની વાર્તા સંભળાવશે. બા, બહેન, દાદીમા પાસે ઘણી વાર સાંભળ્યું છે કે ભૂતની બીક લાગે તો રામ-નામ લેવું. સાંજે આકાશમાં ચાર તારા જોયા વિના ઘરમાં ન જવું. રાતવેળા જો સાપનું નામ લેવાઈ ગયું હોય તો ત્રણ વાર આસ્તિક મુનિનું નામ લેવું. હું એ બધી વાતોમાં માનતો નહીં. ખાનગીમાં રવિ ઠાકુરને કહેતો — આ લોકોને બિચારાઓને ક્યાં ખબર છે કે મારે માટે તો તમે છો જ! અને પછી અમે બેઉ, હું અને મારા રવિ ઠાકુર ખૂબ હસતા. અમે બેઉ બીજા સૌથી છાના છાના રમતા. એમની પાસે હું જે કંઈ માગું તે મને મળી જતું, છતાં બધે જ વખતે એમ થતું એમ પણ નહોતું. એક વાર એક છોકરાએ મારા પાળેલા પોપટને પથ્થર

માર્યો એટલે મેં ચીસ પાડી — "ઓ રવિ ઠાકુર, આણે મારા પોપટને પથ્થર માર્યો છે, તમે એની બેઉ આંખો ફોડી નાખો" — અને પરિણામે બે દિવસ પછી મારી બેઉ આંખો સૂજી ગઈ. બીજી એક વાર મારી નાની બહેન સાથે મેં શરત મારી હતી કે રાત્રે દસ વાગ્યે અંધારામાં હું એકલો અગાશીમાં એક આંટો મારી શકું. બહેન કહે — અંગૂઠો. અને મેં તરત કહ્યું કે લગાવ શરત! એણે એના ભેગા કરેલા પૈસાની શરત મારી. વળતે દિવસે રાતે દસ વાગ્યે હું હસતો હસતો અંધારામાં અગાશીમાં ગયો, પણ પાછો ફરતો હતો ત્યાં ઓચિંતાનો મારો પગ અમારી પાળેલી બિલાડી પર પડ્યો ને એણે મને જોરથી બટકું ભર્યું. એ રાતે રવિ ઠાકુર મારી સાથે બોલ્યા નહીં, કારણ કે મેં જાણીજોઈને — નાની બહેને ભૂખ્યા રહીને બચાવેલા નાસ્તાના પૈસા હજમ કરી જવા શરત મારી હતી. હા, મશાય, હું શુદ્ધ બુદ્ધિથી કંઈ કહું-કરું ત્યારે જ મારા રવિ ઠાકુર મારી સાથે રહેતા, વા-વંટોળમાં, ને આંધી-વરસાદમાં, અંધારા ને અજવાળામાં, ઘરમાં ને બહાર બધે જ મારી સાથે એ પડછંદ-કાય પુરુષ માથે લાંબી ને ઊંચી કાળી ટોપી અને ઝભ્ભો પહેરેલા, મોટી સુંવાળી દાઢીવાળા પોતાનું બધું કામકાજ મૂકી મારી સાથે ને સાથે જ રહેતા.'

ધીમે ધીમે મિત્રની આંખો આંસુથી છલકાઈ ઊઠી —'ના મશાય, તમારા હાડ-ચામના રવિ ઠાકુરને મેં કદીયે જોયા નથી. મારા રવિ ઠાકુર સાથે એ મળતા આવે છે એવું તમને લાગે છે?'

શ્યામે માથું ધુણાવી કહ્યું — 'ના.'

— 'આહ! ત્યારે તો બરાબર મેં ધાર્યું હતું તેવું જ થયું. હકીકતમાં મારા રવિ ઠાકુરને હું જ પામ્યો છું — પામ્યો હતો પણ હું એમને સદા માટે જાળવી ન શક્યો. ધીરે ધીરે મોટો થતો ગયો. ગાલ ઉપર વાળ દેખાયા. ઊંઘમાં ખરાબ સ્વપ્નો આવવા લાગ્યાં. હરવાફરવામાં સાવચેતી આવી. મારામાં પાપ પ્રવેશવા લાગ્યું. ત્યારે હું નિશાળમાં રવિ ઠાકુરની કવિતા ભણતો. પુસ્તકમાંથી અર્થ જોઈ લેતો. પરંતુ મનમાં હંમેશાં થયા કરતું કે જે રવિ ઠાકુરને હું ઓળખું છે તે આ નથી. એક દિવસ મારા બગીચામાં શીમળાને છાંયડે બેઠા બેઠા લીલું તરણું ચાવતાં ચાવતાં મેં સાદ દીધો — "રવિ ઠાકુર!!!" પણ કંઈ હોંકારો ન સંભળાયો, ન સંભળાયો તે ન જ સંભળાયો. પછી તો મેં ખેતરોમાં જઈને ને નૌકાઓમાં ચડીને, અગાશીમાં જઈને ને આકાશ તરફ જોઈને એને સાદ દીધા, નદીનાં નીર તરફ ફરીને એને સાદ પાડ્યા... અને આખરે થાકીને લપાઈને મારું છાનું દુઃખ

રોવા બેઠો. ગયા, મારા રવિ ઠાકુર ગયા. મારી હિંમત ગઈ. મારો સદાનો સહારો ગયો. મારી શુદ્ધ બુદ્ધિ અને મારું નિષ્પાપ શૈશવ ગયું. ઉરના ધબકારામાં એ રવિ ઠાકુરના વિસર્જનનો સાદ સંભળાયો.'

મિત્રની આંખોમાં વહેતાં આંસુ ગાલ પર થઈને નીચે વહ્યાં. ઊંઘતું બાળક માના ખોળામાં સૂઈ જાય તે રીતે. બસ, તે પછીથી મારું જીવન એક ટ્રૅજેડી બની ગયું છે મશાય...'

આટલું બોલતાં બોલતાં મિત્રે ડૂઠવો મૂકચો. ગોઠણ વાળી મોં નીચું નાખી દીધું. એ રોતા જ રહ્યા. અને ભાવાવેશમાં આવી શ્યામ મિત્રની નજીક સરકચો. મિત્રને માથે ને બરડે એણે ધીરેથી હાથ પસવાર્યો અને જેમતેમ થોડું બોલવાની મહેનત કરી — 'હું સમજી શકચો. મને સમજાયું... સમજાયું...'

અને મિત્રની અણકથી વાતો શ્યામને જાણે આપોઆપ સંભળાવા લાગી. મારે રવિ ઠાકુર સિવાય બીજું કોઈ જ નથી — નહોતું, હવે કોણ મને મારા એ રવિ ઠાકુર પાછા લાવી આપશે? મારે માટે એને કોણ પાછા લાવી આપશે?

ઊંડા દુઃખ સાથે શ્યામે કહ્યું — 'વાત તો ખરી છે.'

ઊંચું જોયા વિના જ મિત્ર બોલ્યા — 'પણ સૌથી મહત્ત્વની વાત શું છે એ જાણો છો?'

— 'શું?'

— 'મારામાં હવે પ્રેમ કે ચાહના જેવું કંઈ જ રહ્યું નથી તે.'

— 'શું કહો છો? તમારામાં પ્રેમ કે ચાહના જેવું કંઈ નથી રહ્યું?' પોતાને કંઈ સમજાયું ન હોય તેમ શ્યામે પૂછ્યું.

— 'ના, નથી રહ્યું. હવે હું કચારેય અગાઉની જેમ કોઈને ચાહી નથી શકતો.' બોલી મિત્ર ઊંડા રુદનમાં ડૂબી જવા લાગ્યો.

મિત્રને રોતો મૂકી શ્યામ બિલ્લીપગે ત્યાંથી બહાર નીકળી ગયો. એ રસ્તા ઉપર આવ્યો અને અન્યમનસ્કપણે એણે ખીસામાં હાથ નાખી સિગારેટનું પૅકેટ બહાર કાઢ્યું. દીવાસળી ચેતાવતાં ઘસરકો થતાં એકાએક એને યાદ આવ્યું કે આજે એનો જન્મદિન હતો તે પૂરો થઈ ગયો. આજે મિત્રને જમાડવાની વાત હતી. પણ એમ ન બન્યું અને જરા હસીને એ આગળ વધ્યો.

ગલીને નાકે, નિર્જન માર્ગે આવતાં એકાએક સામેથી એક ખૂબ લાંબી એવી કોઈ વ્યક્તિ આવતી હોય એમ જણાયું. શ્યામ ચોંકી ગયો — આ મીનુ તો નહીં ને? ના. મીનુ નથી. કોઈ બીજું હતું. મીનુ જેવો જ અણસાર હતો.

પહેલા માળના દાદર ઉપર એક ધોળી બિલાડી દડા જેમ ગૂંચળું વાળીને પડી હતી. શ્યામે અજાણતાં જ એને લાત લગાવી ને ફ...સ્ કરતી એ કૂદકો મારતીક ઊઠી અને ચૂપચાપ વીજળીવેગે દોડી દાદરને મથાળે ભાગી ગઈ, અને ત્યાં ઊભી ઊભી પાછું વાળીને શ્યામ તરફ જોવા લાગી. શ્યામ ઊભો રહ્યો. એણે બિલાડી તરફ ધારી ધારીને જોયું તો બિલાડીની આંખમાં અંગારા વરસતા હતા. શ્યામને મનમાં થયું, એની સામેની હવા વિદ્વેષથી ઝેરી બની છે. એ દાદર ઉપર જવા ઇચ્છતો હતો છતાં આગળ વધી શકતો નહોતો. બિલાડી એકીટશે એની સામે જોઈ રહી હતી. અને સામો દાદર ચડતાં ઓચિંતાં એને પોતાનાં જ પગલાં સંભળાયાં. જાણે એના પગ એને મૂકીને પેલો દાદર ચડી રહ્યા છે અને જોરથી એક ચીસ પાડવા જતાં એ હસી પડ્યો. ના, બધું બરાબર છે! માત્ર થોડીક પળો પૂરતો જ એ પોતે પોતાના શરીરથી અળગો થઈ ગયો હતો.

મોડી રાત સુધી એ એના ઘરનાં બારણાં પાસે જ જાગતો ઊભો રહ્યો. બહાર ગાઢ ધુમ્મસ હતું. વૃક્ષો પણ એકદમ નીરવ હતાં. એક લૅમ્પ પોસ્ટના ઝાંખા અજવાળે હાઉ... હાઉ... કરતું એક લંગડું — ખોડંગાતું કૂતરું ભસતું ભસતું પસાર થઈ ગયું. આઘેના નિર્જન રસ્તા પરથી પોલીસનાં પગરખાંનો અવાજ આવતો હતો.

સવારે ખરીદેલા સિગારેટના પૅકેટમાંની છેલ્લી સિગારેટ હોઠ વચ્ચે દબાવી શ્યામે ચેતવી. દીવાસળીના ઘસરકાના અવાજે એ એકદમ ચમકી ઊઠ્યો. એના મગજમાં જાણે ડહોળાં નીર ખળભળી ઊઠ્યાં. શૂન્ય નજરે ધુમ્મસ તરફ જોતાં એને યાદ આવી ગયું — 'માઈ ગુ...ડ...ડનેસ! ટુ ડે આઈ કિલ્ડ એ મૅન!'

## 6

જોકે પેલો માણસ નક્કી મરી જ ગયો હશે એમ પાકે પાયે કહી શકાય નહીં. એ પ્રસંગે ઘણા ત્યાં હાજર હતા. ત્યાં જરા તપાસ કરીશ તો બધી હકીકત જાણવા મળશે. છતાં એ દ્વિધામાં પડ્યો: કારણ પોતે બારીમાંથી અરીસા વાટે સૂરજનાં કિરણો ફેંકતો હતો એ પણ કદાચ ઘણાએ જોયું હશે.

આથી જ સવારે ઊઠતાંવેંત એણે છાપું ઉઘાડ્યું. ના, છાપામાં આજે કોઈ મોટરસાઇકલવાળાના મૃત્યુના સમાચાર નથી. કોઈ એક સાઇકલવાળા સાથે એક ટૅમ્પો ભટકાતાં ચીતપુરમાં અકસ્માત સર્જાયો હતો અને ફ્રી સ્કૂલ સ્ટ્રીટમાં રસ્તો ઓળંગતાં એક બાળક લૉરી નીચે આવી ગયો હતો. ચાળીસ વર્ષનો કોક અજાણ્યો આદમી પાર્ક સ્ટ્રીટના નાકા પર પડી ગયો હતો અને બાજે એક માણસ... ના... છાપામાં આજે કોઈ મોટરસાઇકલિસ્ટના કંઈ જ સમાચાર નથી. કાલે કલકત્તામાં કોઈ મોટરસાઇકલિસ્ટ જો મર્યો જ નહીં હોય, તો એનો એક હાથ કે પગ કપાઈ કે છૂંદાઈ ગયો હશે, અથવા ભાંગીને ભુક્કો થઈ ગયો હશે. એવા સંજોગોમાં હૉસ્પિટલમાંથી ઘેર પાછો ફર્યા બાદ એ અનાયાસે એની — શ્યામની પેલી બારી શોધી કાઢશે અને તે પછી એનો પત્તો મેળવી શકશે અને પછી ક્યારેક નહીં ને ક્યારેક શ્યામને અકારણે અરીસા વાટે એ અજાણ્યા ઉપર સૂર્યકિરણો ફેંકવાના અપરાધસર ગુનેગારના પાંજરામાં ઊભા રહેવું પડશે. શ્યામ જાણે છે કે પેલી અજાણ વ્યક્તિ કાયદેસર એને કંઈ જ કરી શકે તેમ નથી છતાં એ અજાણ વ્યક્તિ પડછંદ, કદાવર અને નિષ્ઠુર — અત્યંત નિર્મમ પણ હોઈ શકે; પોતે એને બરાબર નથી જોઈ. અરીસામાંથી સૂર્યકિરણ ફેંકી તુરત જ એ નીચે બેસી ગયો હતો... શા માટે એણે એના પર સૂર્યકિરણ ફેંક્યાં હતાં? એને પોતાને જ એની જાણ નથી, શ્યામ માત્ર આટલો જ ખુલાસો કરી શકે તેમ છે.

— ના, મશાય, આપના ઉપર મને કંઈ જ દ્વેષ નહોતો. તમને હું ઓળખતો જ નહોતો. હું ઘણા દિવસથી બેકાર હતો. ભેગી કરેલી કમાણી પૂરી થવા આવી હતી. ધીમે ધીમે હું ઠંડા મોતનો અનુભવ કરતો જતો હતો. એથી જ શરીર અને મનને પ્રવૃત્ત અને સ્ફૂર્તિમાં રાખવા મારે ઘણી રમતગમત કરવી પડતી. એ પરિસ્થિતિ જ આ અકસ્માતના મૂળમાં છે. જો હું માબાપ સામેની એક ગાળ જીરવી શક્યો હોત તો આજે અસલી શ્યામ હોત — જે ટેલિફોન ઉપાડવાથી માંડી, દાદરા ચડવા-ઊતરવાનું બધું જ કામ પૂરી કાળજી અને સુંદરતાથી સભ્યતાપૂર્વક કરતો હતો. જે દિવસ આખો માત્ર પોતાના જ વિચારોમાં રહેતો, અને તો પછી અરીસા દ્વારા આ સૂર્યકિરણો ફેંકવાની રમત મારે રમવી જ ન પડત, અને તમે પણ નચિંતપણે આગળ વધી શક્યા હોત.

શ્યામની આવી દલીલો શ્યામની દૃષ્ટિએ જ સાંભળે એવું કોઈ નથી. આવા સંજોગોમાં પેલો અજાણ્યો આદમી શ્યામ તરફ થોડો આગળ ધસી આવે — એવું

થાય તો શું કરવું એ શ્યામે વિચારી જોયું. એવા સંજોગોમાં હાથવગું કોઈ શસ્ત્ર રાખવું સારું એમ એને લાગ્યું. દીવાલમાં એક છૂપું બારણું મુકાવવું જોઈએ એમ એને લાગ્યું. બારી વાટે નીચે ઊતરી જવા મજબૂત દોરીની એક નિસરણી પણ હાથવગી રાખવી જોઈએ, અથવા પોતે ઇંતુ સાથે પકડદાવની જે રમત રમ્યો તેવી રમત પણ એ સંજોગોમાં સહાયક બની શકે, અથવા સુબોધ મિત્રને જઈને કહી શકાય કે એક જ સ્થળે વધુ સમય રહેવું સારું નહીં મશાય. ચાલો આપણે આપણાં ઘરની અદલાબદલી કરીએ.

શ્યામ થોડોએવો ઉત્તેજિત બની ગયો. એણે ઉતાવળે ઉતાવળે ઘરમાં ચારે બાજુ એક આંટો માર્યો. નિહાળીને જોયું. એ ઘરને એક જ બારણું હતું. આવજા માટે એક સાંકડી ચાલી હતી. અને પછી દાદર હતો. એણે બારી નજીક જઈને જોયું. બારીથી લગભગ બાર-ચૌદ ફૂટ નીચે પાકો બાંધેલો ફૂટપાથ હતો. પછી પાછા ઓરડામાં જઈ એણે ફરીથી ચોપાસ નજર ફેરવી. એનાં ભવાં ચિન્તાથી ખેંચાઈ ગયાં. જમણી બાજુની ભીંતમાં બાથરૂમનું ખખડી ગયેલું બારણું પડતું હતું. શ્યામને આ ઓરડામાં પોતે બહુ સલામત નહોતો જણાતો. આ સ્થળે સંતાવાની કોઈ ખાસ જગ્યા નહોતી કે ભાગી છૂટવા માટેનો કોઈ એવો રસ્તો પણ નહોતો. પેલો અજાણ્યો જો પડછંદ ને ભીમ જેવો હોય અને આકરા મિજાજનો હોય તો પોતાના રક્ષણ માટે એણે અગમચેતી રાખવી જ જોઈએ — આમ વિચારતાં વિચારતાં એ ઘરમાં એ અજાણ્યા માણસની અદૃષ્ટ હાજરી અનુભવવા લાગ્યો અને એના હાથના ધક્કા ખાતો ખાતો આમ-તેમ ધકેલાવા લાગ્યો. કૂદકો મારીને એ પાટ પર ચડી ગયો. થોડાંક ગોળ ગોળ ચક્કર ફર્યો, હવામાં મુક્કીઓ વીંઝતો આગળ વધ્યો. એણે ભીંતમાં એક ઠોંસો માર્યો — જેવા ઠોંસાથી રૂપશ્રી ફર્નિશર્સના એક કબાટનું બારણું ખળ-ભળી ગયું હતું. અને એક વાર ભીંતમાંથી પ્લાસ્ટરનું મોટું એવું એક પોપડું ઊખડી પડ્યું હતું. અને પછી હાંફતો હાંફતો એ મનોમન બોલ્યો —'ના, મશાય. મને તમારે માટે લેશ પણ દ્વેષ નથી. હતો પણ નહીં' — આમ કહી એણે નમ્રતાથી હવામાં હાથ આગળ ધર્યો અને પેલી અદૃશ્ય અજાણ વ્યક્તિનો હાથ પકડી હસ્તધૂનન કરી કહ્યું — 'ચા ચાલશેને? હા, હા, બેસો, અહીં ગાદી ઉપર આવો, અથવા —' કહેતાં ઘરમાંની એકમાત્ર ખુરશીને બારી નજીક ખેંચી — 'અથવા અહીં ખુરશી પર આવો, વાંસો ભલે થોડોક તડકો ખાય. અજબ આરામ મળશે, ને પછી હું તમને આપું છું ગરમાગરમ ચાનો પ્યાલો —'

આમ બોલતો બોલતો શ્યામ આખા ઘરમાં આંટા મારવા લાગ્યો—'ના, તમે બહુ ખરાબ નથી દેખાતા. બેશક તમારા મોં પર થોડાક છરકા–ઘસરકા વાગી ગયાનાં નિશાન રહી ગયાં છે. તમારા એક હાથ ઉપર હજુયે પાટો પણ છે. પરંતુ એથી તો તમે બહાદુર સૈનિક જેવા લાગો છો. લડાઈમાંથી પાછા ફરેલા ઘાયલ સોલ્જર લાગો છો. તમે પરણેલા છો ? નથી? તો તો વધુ સારું. આ સંજોગોમાં તમે છોકરીઓ માટે મોટું આકર્ષણ બની જશો. આપણે ત્યાંની સ્ત્રીઓને વીર પુરુષો —બહાદુર જુવાનો જોવા જ નથી મળતા, એ જેમને જુએ છે એ બધા તો છોકરીઓની સ્કૂલો-કૉલેજોની આજુબાજુ વિના કારણ આમતેમ ભટકતા અને આઘે સુધી એમની પાછળ ગણગણ કરતા જનારા હોય છે. એ બધા જોડણીની ભૂલોથી ભરચક પ્રેમપત્રો લખે છે અને કોઈ છોકરીઓ સાથે થોડી એવી ઓળખાણ થતાં એને લેઈક યા મેદાનમાં કે વિકટોરિયા મેમોરિયલ કે કોઈ પાર્કમાં ફરવા લઈ જાય છે અને ત્યાં તેની સાથે બેઠાં બેઠાં... પણ જવા દો એ વાતો! અસલ મુદ્દાની વાત જખમી સૈનિકો — ઘવાયેલા પુરુષો તરફ સ્ત્રીઓ વિશેષ આકર્ષાય છે. પણ તમને તો કોઈ માતેલા સાંઢે પછાડયા નથી કે ટૅમ્પો યા ઠેલાગાડીનો ધક્કો લાગ્યો નથી, કે નથી રસ્તા ઉપરના રમખાણમાં તમે કોઈની પથ્થરબાજીનો શિકાર થયા. કોઈ ખાડા-ખાબોચિયામાં ફસકાઈ ગયા. તમે તો ઘવાયા છો એક મોટરસાઇકલના અકસ્માતમાં. એમાં વીરતા જેવું કંઈ છે ખરું ?' —અને આટલું બોલતાં બોલતાં એની આંખ સામે એક દૃશ્ય તરવરી ઊઠયું. જંગલી ઘોડાની કેશવાળી પકડીને એને કાબૂમાં લાવવા મથતા કોઈ સાહસિક અહંકારી જુવાનની જેમ મોટરસાઇકલના બે ધ્રૂજતા હાથાને પહોળા કરેલા હાથે પકડીને બેઠેલો પેલો મોટરસાઇકિલસ્ટ. પગ વાંકા કરી, છાતી ફુલાવીને બેસવાની એની એ અક્કડ અદા. એના વાળ હવામાં ફરફરે છે, શર્ટના કૉલર ઊડ ઊડ થાય છે. દાંત ભીડીને એ હસે છે. આ અજબ જેવું ન ગણાય? 'હું નાનપણથી મોટરસાઇકલવાળાઓને આ રીતે જ જોતો આવ્યો છું. શું કહું? એક સમયે મારા જીવનનું નિશાન હતું એક બેપરવા મોટરસાઇકિલસ્ટ થવાનું. બીજું કંઈ જ નહીં. બસ, માર માર કરતી જતી મોટરસાઇકલ ઉપર એ અદાથી બેસવાનું — બેઠા રહેવાનું. એથી જ હું સત્તર-અઢારમે પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં કલકત્તા આવ્યો ત્યારે મોટરસાઇકિલસ્ટ સારજન્ટને જોઈને મુગ્ધ બની ગયો હતો. કમરપટ્ટામાં ભેરવેલી રાખોડી રંગની પિસ્તોલ, માથે કાળી

હેટ અને એ લાલ ફટફટિયું! સારજન્ટને જોતો ત્યારે માર્ગ પર થઈને જતી-આવતી સુન્દર છોકરીઓ તરફ જોવાનું મન જ ન થતું.'

અને ખુરશી પર બેઠેલી અદષ્ટ વ્યક્તિ જાણે હલી ઊઠી. ને એની સાથોસાથ બે હાથ ઊંચા કરી શ્યામ બોલી ઊઠયો — 'ના, મશાય, મારા બચાવમાં મારે કંઈ જ કહેવું નથી. એ વાત તો ખરી જ છે કે મેં રમત રમતમાં તમારા મોં પર અરીસા વાટે સૂર્યકિરણો ફેંકયાં, તે મારી ભૂલ જ થઈ છે, પરંતુ હમણાં મારો સમય જ બહુ ખરાબ ચાલે છે. દિવસ સવારથી લાંબો થવા લાગે છે અને સાંજથી શરૂ થતી રાત પણ જાણે અનંત બની જતી હું અનુભવું છું. કંઈ જ થતું નથી. વસ્તુતઃ કંઈ જ થતું નથી. દિવસમાં બે વખત જઈને લેટરબૉકસ ઉઘાડું છું... પંખીના માળા જેવું ટચૂકડું લેટરબૉકસ ખોલું ત્યારે દરેક વખતે મનમાં થાય કે ઉઘાડતાં જ એક મોટું એવું સસલાનું બચ્ચું કૂદકો મારતું મારા ઉપર દોડી આવશે, અથવા અંદર હાથ નાખતાં જ ગુલાબી કાગળમાં પૅક કરેલી કોઈ સુંદર ભેટ હાથમાં આવશે, કે કોઈ અજાણ છોકરીનો મજાનો પ્રેમપત્ર મળશે. પણ એવું કંઈ જ થતું નથી. કંઈ જ બન્યું નથી. સવારમાં ઊઠતાં મનમાં એવું થાય કે આજ તો નક્કી કંઈ આવશે જ. એકદમ અપરિચિત એવું કોઈ આવશે — હું ઓળખી પણ ન શકું તેવું કોઈ આવશે અને પાછા વળતી વેળા મારે માટે કંઈ ભેટ મૂકતું જશે. રાત્રે પથારીમાં ઊંઘ આવે ત્યારે મનમાં થાય કે આજે સ્વપ્નામાં કોઈ દૈવી મૂળિયું હાથ લાગી જશે, કૅન્સરનો યા કોઈ છૂપા ખજાનાનો ભેદ હાથ લાગી જશે. ધુમ્મસવેળા માર્ગે જતાં મનમાં થાય કે હમણાં આ ધુમ્મસ વિખેરાઈ જશે અને હું કોઈ અજાણ દુનિયામાં પહોંચી જઈશ, જ્યાં ખાનારા લોકોને અભાવે ઢગલાબંધ માછલીઓ દરિયામાં વહાવી દેવી પડે છે ને દુધાળ ઢોરોના આંચળમાંથી ઊભરાઈને દૂધ ધરતી પર વહ્યું જાય છે, જ્યાં મધપૂડામાંથી મધ નીચે ઢોળાઈ નાહક વહ્યું જાય છે, જ્યાં સજ્જન દુકાનદારો દુકાનો સજાવીને બેઠા છે, જ્યાં આખા દેશમાં એક જ ભાવ છે, જ્યાં શાંત ધર્મપરાયણ લોકો કોઈ પણ જીવ પગ નીચે ચગદાઈ ન જાય તેની કાળજી રાખીને ચાલે છે, જ્યાં આખું વરસ ઉત્સવો જ ચાલ્યા કરે છે...'

આમ વિચારતો વિચારતો એ પેલી ખુરશી સામે જઈને ઊભો. એણે માથું ધુણાવ્યું પણ કંઈ જ ન થયું — હકીકતે એવું કંઈ જ ન થયું — થયું નહીં. તે પછી પેલા અદશ્ય અતિથિને શ્યામ બારણા સુધી વળાવવા ગયો ને બોલ્યો — 'ઠીક, ફરી આવજો ત્યારે! નિરાંતે વાતો કરીશું.'

પાછો વળી ઘરની વચ્ચે ઊભો રહી ગમગીન જેવો ઘણી વાર સુધી એ ચૂપચાપ રહ્યો. પછી ઓચિન્તાનો 'હત્...' કહેતો હસી પડ્યો. સિગારેટ ચેતાવી એણે છાપું હાથમાં લીધું અને એના પર નજર ફેરવતો ફેરવતો એ ગણગણ્યો — 'માઈ ગુ...ડ...નેસ, આઈ કુડ નૉટ કિલ ધ મૅન.'

ને અન્યમનસ્ક બની ઘરમાં ચારે બાજુ એક નજર નાખી એ બોલ્યો — 'ના, હકીકતમાં અહીં છુપાવા જેવી કોઈ જગ્યા નથી, કે નાસી જવા માટે કોઈ બીજો રસ્તો પણ નથી'. બપોરે એ બહાર નીકળતો હતો ત્યારે એને ત્રણ કાગળો મળ્યા. ત્રણમાં એક હતો જીવન વીમાના પ્રીમિયમ અંગે યાદીનો. એના કવર ઉપર બે હાથમાં દીવો ધરી રાખ્યો છે એવું ચિત્ર છે અને લખ્યું છે કે આપનું જીવન કીમતી છે. બીજો છે ઇલેક્ટ્રિકના બિલનો અને ત્રીજો કાગળ છે પાકિસ્તાનના ભૂરા કવરમાં આવેલો પિતાનો પત્ર. ત્રણમાંથી એકેય કાગળ એણે ધ્યાનપૂર્વક વાંચ્યો નહીં. પિતાના પત્ર સામે એ જોઈ રહ્યો, એમાંની વચ્ચે વચ્ચેની એકાદ-બે લીટી પર એની આંખ ફરી ગઈ — 'સંગ્રહ નહીં કરીએ તો ભવિષ્યમાં લાચાર થયા વિના છૂટકો નહીં રહે. . . અમે આટલે દૂર રહ્યા રહ્યા તારે માટે ચિંતા વિના બીજું શું કરી શકીએ ? . . . ભરોસો એકમાત્ર દયાળુ ભગવાનનો છે. . . નોકરીનું કંઈ નક્કી થયું કે નહીં તે જણાવજે... સોનાકાકા અને રાંગા ફઈના ખબર-અંતર પૂછજે . . . મુસીબત વખતે સગાંસ્નેહીઓ જ . . . આશુ ગાંગુલીને મળજે. એ મારો બાળ-મિત્ર છે. હાવડામાં એનાં લોખંડનાં ત્રણચાર કારખાનાં છે. ડોવરલેનમાં ચાર માળનું મકાન છે. મોટર છે. જમીન-સંપત્તિ લેવામાં હવે સલામતી નથી જણાતી. બહુ કપરો સમય ચાલે છે. અમે સમયસર હિન્દુસ્તાન ન પહોંચ્યાં એ મોટી ભૂલ થઈ... અહીં ગંગા નથી તે મોટા દુઃખની વાત છે. ધનભાઈનું શ્રાદ્ધ ઊકલી ગયું. બહુ ધામધૂમ નહોતી થઈ. હિન્દુસ્તાનથી એના દીકરાઓ અહીં પહોંચી શક્યા નહોતા. જાતભાઈઓએ બહુ બળતરા કાઢી... બહુ બીક લાગે છે. . . તારી બા હતી તેવી જ પથારીવશ છે. પુલિનની વહુ આવીને રસોઈ કરી જાય છે . . . તારી બા ઊંઘમાં પણ અવારનવાર તને સાદ પાડે છે . . . ત્યાં ચીજવસ્તુના ભાવ, ચોખાના ભાવ જે સાંભળું છું તે પરથી ચોંકી જાઉં છું. બંગાળીઓને બે વાર ભાત ખાધા વિના ચાલતું નથી . . . સાવચેત રહેજે . . . હવે તો એક ભગવાનનો જ આશરો છે. તને ગૃહસ્થી બનેલો જોઈ શકું તો નચિંત થઈને આંખ મીંચી શકીશ.'

શ્યામને યાદ આવ્યું. દસ વરસ પહેલાં બાપુજી છેલ્લી વાર કલકત્તા આવ્યા હતા. પોતે સિયાલ્દા સ્ટેશને એમને લેવા ગયો હતો. જોયું તો તદ્દન અજાણ્યા જેવી કોઈ શામળીદૂબળી વાંકા વળી ગયેલા શરીરવાળી વ્યક્તિ. પોતે નીચા નમીને એમને પ્રણામ કર્યાં કે તરત બાપુજીએ એને વાંસે હાથ ફેરવતાં ધ્રૂજતા સાદે કહ્યું હતું—'કેમ છો બેટા?' પિતા જે થોડા દિવસ અહીં રોકાયા એમના જીવને જંપ નહોતો. કાંચડાપાડા, હાલીશહર, બેન્ચિગ્રામ, શોધપુર, ડાયમન્ડ હારબર ચારે બાજુ સ્વજનોને ત્યાં ફરી વળેલા. શ્યામને એ કહેતા—'બેટા, બધાની ઓળખાણ રાખવી સારી. સગાં-સ્નેહી-જ્ઞાતિજનો વગેરે સાથે મેળ રાખ્યો હોય તો આફત વેળા એ સગપણનું લોહી આડું આવે.' પેલી બાજુ જમીનના ભાવતાલ પૂછ્યા પણ સંપત્તિ-વિનિમય માટે થોડો પ્રયત્ન પણ કરેલો પરંતુ કાયદેસર પતાવટ ન થઈ. કંઈ ગમતું નથી બેટા, આ દેશ હવે બહુ શુષ્ક બની ગયો છે.' પાકિસ્તાન ઊખડી જશે કે ટકશે એની પણ થોડી ચર્ચા પિતાએ કરી હતી. બાએ દેશમાંથી આમરસ (આંબાના રોટલા), ગોકુલપેઠા અને નવાં કપડાં મોકલ્યાં હતાં. શ્યામ મહિના પછી પિતાને બનગાંવની હદ સુધી વળાવી આવ્યો હતો. પિતા કહેતા ગયા હતા કે—'બેટા મનુ, શરીર સાચવજે' અને એ શબ્દ સાથે એ ભારતનો સીમાડો ઓળંગી ગયા હતા.

હવે આજે આ કાગળ જેણે એને લખ્યો છે, એના કુશળ સમાચાર પુછાવ્યા છે એ કોણ છે? પિતા છે? કઈ જાતના પિતા? શ્યામને પિતાનું મોં યાદ નથી આવતું. પારકા દેશમાં રહેતો કોઈ છે આ, જે વતનના ટીંબાની માયા છોડી શકતો નથી. એની સાથે શ્યામને શો સંબંધ? શ્યામની બૅગમાં માતાપિતાનો એક ફોટો છે. ફોટામાં પાછળ રાજબાડી રાજમહેલના દરવાજાવાળો પડદો છે. બાજુમાં ફૂલનાં કૂંડાં છે. એક ગુજરાતી કોટ, ધોતિયું, પગમાં પમ્પ શૂ પહેરીને છાતી કાઢીને બેઠેલો એક ગામડિયો દેખાય છે અને એની બાજુમાં ધોયેલા શણના રેસામાંથી બનાવેલી જાડી સાડી પહેરીને એક સ્ત્રી બેઠી છે, લાકડા જેવી જડ ને ઠીંગણી એવી એક બાઈ છે, જે કૅમેરાના લેન્સ સામે કુતૂહલથી જોઈ રહી છે. શ્યામને ભરોસો નહોતો આવતો કે એ બન્ને જ એનાં માબાપ છે—જનમદાતા છે. એ લોકો તો જાણતાં જ નહોતાં કે શ્યામ કોણ છે ને ક્યાંથી આવ્યો છે?

—ના, ઘણા દિવસથી શ્યામે એ છબી બહાર કાઢીને જોઈ નથી. પહેલાં એ માને યાદ કરીને રોતો. પરીક્ષા આપવા જતાં પહેલાં કે નવી નોકરીએ કામે ચડતા પહેલાં એ છબીને હૃદયથી વંદન કરતો. પણ પછી તો ધીરે ધીરે ઊડતી

કપૂરની મહેકની જેમ એના મનમાંથી એ બે ચહેરા ભૂંસાઈ ગયા. હવે એ યાદ નથી આવતા. અગાઉની જેમ સ્મરણમાં સચવાઈ નથી રહ્યા. માત્ર વચ્ચે વચ્ચે હરિ બો...લ... કરતા મડદાને લઈ જતા ડાઘુઓ નીકળે છે ત્યારે યાદ આવે છે પેલો કૂવો, કૂવા-થાળું, ઘાટ તરફ જવાનો કાચો રસ્તો, વચ્ચે આવતાં કરમદીના છોડ, ખાબોચિયામાં ખદબદતા દેડકા અને સાથે યાદ આવે છે એક ઘોર અંધારામાં ઓતરાદા ઓરડાના આંગણામાં નાનું એવું એક લાલટેન. લાલટેનના ઝાંખા અજવાળામાં બેઠેલી બા. એના મોં પર કરચલી પડી ગઈ છે. વાતો કરતાં એનું આખું શરીર ને માથું ધ્રૂજે છે. સામે અંધારામાં એક આકાશ, અસ્પષ્ટ નક્ષત્રો અને પોતાના લોહીમાં અતિ દુર્બોધ મૃત્યુની શીતળતા અનુભવતી અનુભવતી અસહાય મા બીજમંત્ર વીસરીને લવે છે — 'બેટા મનુ, મારા મનુ, ઓ મનુ, દીકરા મારા...મનુ...'

શ્યામે મનોમન પ્રશ્ન પૂછ્યો — 'તું મારી શું સગી છો? તમે કોણ છો? ના, હું તમને નથી ઓળખતો', અને એ ચોંકી ઊઠ્યો. અસ્થિર થઈ ફરી બબડ્યો — 'તમે મજામાં રહેજો. ઝાઝું જીવજો. મારી ચિન્તા રાખશો મા. હું મજામાં છું. ખૂબ મજામાં છું. જુઓ, થોડા સમયમાં આપણા ઊજળા દી આવશે. આપણે સારી જગ્યાએ ઘર બાંધીશું, વાડી બનાવીશું, માછલાં માટે તળાવ બનાવશું અને વધારાની જમીન ઉપર આપણાં સગાં-સ્નેહીઓને — જાતભાઈ-ઓને વસાવીશું. એકાદ બોષ્ટમ, એકાદ ધોબી ને વાળંદને પણ વસાવશું. દૂર વિદેશથી હું તમારી પાસે આવી પહોંચીશ. હું મારી સાથે હોડીમાં ભરીને લેતો આવીશ ઢગલાબંધ સારા — ઊજળા દિવસો...' નાનપણમાં પોતાને ઊંઘાડતાં ભોળીમાએ ગાયેલાં હાલરડાં એને યાદ આવ્યાં. શ્યામ એ હાલરડાં ગણગણી ઊઠ્યો :

માએ આપ્યો દ્વિમુખી શંખ
ને ભાઈએ પરણાવ્યો,
બાપે પહેરાવ્યો મુગટ સોનાનો
હવે તીરથે લઈ જા બેટા...

બરાબર બપોરથી શ્યામ ગાંધિયાહાટના નાકાથી એક અજાણી વ્યક્તિનો પીછો કરી રહ્યો હતો. એ અજાણ્યો દૂબળો, પાતળો, શામળો, આંખે ગૉગલ્સધારી અને મોટી મોટી મૂછવાળો સખત ચહેરાવાળો હતો. એને જોતાં ઘુવડ યાદ આવી જાય એવું એનું મોં હતું. ટેરિકોટનનું ઘેરા રંગનું નેરો પૅન્ટ અને ઝગમગતા ક્રીમ કલરનું રેશમી શર્ટ એણે પહેર્યું હતું. એના હાથમાં એક પોર્ટ-ફોલિયો હતો. ચમકતો પોશાક હોવા છતાં પણ એ શોભતો નહોતો, ઊલટાનો વધુ અળખામણો લાગતો હતો. જાણે એ કપડાં પણ કોઈનાં ચોરીને લાવ્યો ન હોય!

એ અજાણ્યાએ બાટાની દુકાન સામે ઊભા રહી થોડી વાર સુધી શો-કેસમાંનાં જૂતાં જોયાં ને પછી ધીમે પગલે એ ત્યાંથી આગળ વધી ગયો. પાન-વાળાને ત્યાંથી એણે એક પૅકેટ સિગારેટ લીધી, કપડાંવાળાની દુકાન ઉપર રાખેલા 'ડમી' તરફ જોઈ એ જરા હસ્યો. એક કાણિયા ભિખારીને એણે થોડો તતડાવ્યો. ત્યાંથી પસાર થતી એક રૂપવતી યુવતી તરફ એ તાકી રહ્યો, ને પછી ધીરે ધીરે રસ્તો પાર કરી ટ્રામસ્ટૉપ બાજુ ચાલ્યો ગયો.

શ્યામે એનું બરાબર નિરીક્ષણ કર્યું અને એને જણાયું કે એ અજાણ્યાનું જીવન બહુ સહજ શાન્ત અને સભ્ય નહીં હોય, એ ચારે બાજુ એની ચકોર આંખો ફેરવતો ફરે છે. ભીડાભીડમાં સાદાસીધા માણસોનાં ખીસાં ખાલી કર-નારા, કોઈ જાણે પણ નહીં એ રીતે હળવે હાથે સ્ત્રીઓની પોચી છાતી પર હાથ ફેરવી લેનારા લોકો આ પ્રકારના જ હોય છે. એવું કંઈક અટકચાળું આ માણસ કરશે જ એમ શ્યામના મનમાં હતું અને એથી જ એ એની પાછળ પડ્યો હતો. ટ્રામસ્ટૉપ પર પહોંચી એ અજાણ વ્યક્તિએ વિના કારણ રૂમાલ કાઢી મોં, હોઠ, ગળું લૂછ્યું. સ્ટૉપ પર ઊભેલી છોકરીઓ તરફ નજર કરતાં કરતાં એની આંખોમાં ને ચહેરા ઉપર વાસના સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી. છતાં એણે એવું કંઈ જ ન કર્યું.

ટ્રામમાં ચડ્યા પછી પણ એ સભ્યતાથી એકબાજુએ ઊભો રહ્યો. સ્ત્રીઓ તરફ એ ગયો નહીં, કે ન એ તરફ—કોઈના ખીસા તરફ— મેલી નજર નાખી.

ઓઢેલી ચાદર નીચે શ્યામના હાથ સળવળતા હતા. એ મનોમન બોલતો હતો — 'હવે થોડું તોફાન કર એની જ રાહ જોઉં છું. બીએ છે શું? આ જાડિયો છે ને ધોતિયા ને પંજાબીવાળો, માથે પોલીસ જેવા ટૂંકા ટૂંકા વાળવાળો એની સામે જરા નજર કર. એ ઝોલાં ખાય છે. એના છાતી પરના ગજવામાં એક કવર દેખાય છે એ સરકાવી લે. અથવા હમણાં પેલી ભડકામણા રંગની સાડીવાળી ને ઈંઢોણી જેવા અંબોડાવાળી ઊભી થઈ તેના મોં સામે જો. ભલે એ રૂપાળી ન હોય પણ એ વાઘણ જેવી કામી લાગે છે. જીભ વડે હોઠ ચાટવાનો એનો સ્વભાવ એ વાતની ચાડી ખાય છે. એને તું નચિંત મને સ્પર્શી શકાશ એ કંઈ જ નહીં બોલે. તું બીએ છે શા માટે?'

પરંતુ એ અજાણ્યો આદમી તો અત્યંત સભ્યતાપૂર્વક એક તરફ ઊભો ઊભો જરા વાંકો વળીને રસ્તો જોવા મથતો હતો. શ્યામ હતાશ બની ગયો — 'તું માત્ર આંખ વડે જોઈ ને કોઈ સ્ત્રીને ગર્ભાધાન કરાવી શકે છે? માત્ર આંખના ઇશારાથી કોઈના ખીસામાંથી પાકીટ તફડાવી શકે છે? બતાવ, તારો એ જાદુ બતાવ. અજમાવ. ડરે છે શા માટે? બક અપ! ચિયર યુ!'

છતાં પેલો ઊભો જ રહ્યો. એના અન્યમનસ્ક ચહેરા પર એક હળવું કવિત્વ ઊપસી આવ્યું. શ્યામ અત્યંત હતાશાપૂર્વક એ જોતો રહ્યો.

અને છતાં શ્યામે એનો કેડો ન મૂક્યો.

પેલો અજાણ્યો આદમી ગ્રાન્ડ હોટેલની પેલી બાજુ ઊતરી ગયો. રસ્તો પાર કરી મોટા રસ્તા ઉપર જરા દૂર સુધી પગપાળો ગયો, પછી સુરેન્દ્રનાથ બેનરજી રોડમાં વળી ગયો. શ્યામ થોડું અંતર રાખીને એની પાછળ પાછળ ચાલતો હતો. પેલા અજાણ્યાએ જરા પાછું વાળીને જોયું અને બન્નેની આંખો મળી ગઈ. ને આછું હસી શ્યામ જાણે એને એમ કહેતો હતો કે બીતો નહીં દોસ્ત. હું તો માત્ર એ જોવા ઇચ્છું છું કે તું કંઈક કર. તું તો કરવૈયો છો, કંઈક કરી બતાવ! વિશ્વાસ રાખજે કે હું તને પકડીશ કે પકડાવીશ નહીં. તું એ વિશે બેફિકર રહેજે.

પેલા અજાણ્યા આદમીનાં ભવાં જરા સંકોચાયાં. એણે મોં ફેરવી ચાલવા માંડ્યું. એ આમતેમ આડાઅવળો ફરતો ફરતો જતો હતો. અવારનવાર પાછું વાળી શ્યામ તરફ નજર કરી લેતો હતો. શ્યામ એથી ખૂબ ઉત્તેજિત થઈ જાય છે. આખરે પેલો ફ્રી સ્કૂલ સ્ટ્રીટમાં એક મોટા મકાનમાં દાખલ થઈ જાય છે ને સપાટાબંધ અંદર ચાલ્યો જાય છે — જાણે એ ડરી ગયો હતો અને શ્યામ પાછો હતાશ થઈ ગયો.

શ્યામ શૂન્ય મને થોડોક આડોઅવળો ફરી એક રેસ્ટોરાંમાં ઘૂસી ગયો. ઘણી વાર સુધી ચૂપચાપ બેઠો રહ્યો. ગરમાગરમ ચાનો કપ એની સામે જ ઠરીને ઠીકરું થઈ ગયો.

બાજુના ટેબલ પરથી ઊભા થઈ બે સિંધી વ્યાપારીઓ ચાલ્યા ગયા. એની બાજુમાં આવીને બેઠો ચરબીના પહાડ જેવો એક પંજાબી. ગળે એણે ધાબળો વીંટાળ્યો હતો. એણે ઊંઘભરી આંખે એક વાર શ્યામ તરફ નિહાળીને જોયું.

બહાર રસ્તા પર આકરો તડકો હતો. પેલી બાજુના મકાનની પાળ ઉપરથી લપસતું લપસતું એક કબૂતર પાંખ ફફડાવી ઊડ્યું. ટક્...ટક્...કરતી બે એંગ્લો-ઇન્ડિયન સ્ત્રીઓ પસાર થઈ ગઈ.

શ્યામ ઊભો થયો. કાઉન્ટર પર પૈસા ચૂકવી એ બહાર નીકળતો હતો ત્યાં જ બારણાની ચોગઠમાં એક આકાર દેખાયો. શ્યામનું હૃદય વીજળીવેગે ધબક્યા ઊઠ્યું. એ જ આદમી — પેલો અજાણ્યો! પાછળ તડકો તપતો હોઈ પેલા અજાણ્યા આદમીનું મોં બરાબર દેખાતું નહોતું. શ્યામે હાથનું નેજવું કરી તેના તરફ જોયું અને શ્યામ એક ડગલું પાછળ ખસી ગયો. પેલો અજાણ્યો આદમી એક ડગલું આગળ આવ્યો — શ્યામ!

ના, આ કંઈ પેલો અજાણ્યો આદમી નથી. નેવી બ્લૂ સૂટ, ગળે બો, અને સુન્દર રૂપાળા ચહેરાવાળો એ માણસ શ્યામની બાજુએ આવી ઊભો રહ્યો.

— 'અરે, અરુણ!' ડૂબતા શ્યામને જાણે તરણું મળી ગયું. અને અધીરાઈથી અરુણ તરફ હાથ લંબાવી, અરુણનો હાથ ઝડપથી દાબીને પકડી રાખી એ બોલ્યો — 'અરે અરુણ! તું અહીં?'

— 'પણ આ શું? તું તો ઓળખાતો જ નથી?'

— 'અને તું?' શ્યામે એક વાર ધારી ધારીને અરુણ સામે જોયું — 'તું તો ફાંકડા ફિતૂરી જેવો બની ગયો છો...'

— 'હવે રહેવા દે' કહી અરુણ આછું હસ્યો — એક આલ્કોહોલિક ફ્લેટ હાસ્ય. — 'શું ખબર છે તારા?'

— 'મજામાં.' શ્યામે માથું હલાવ્યું.

— 'પણ તું આવો કેમ થઈ ગયો છો? દાઢી વધારીને મોઢું કેવું કરી નાખ્યું છે?' કહેતો કહેતો અરુણ શ્યામને હાથ પકડી અંદર ખેંચી ગયો. બંને સામસામા બેઠા. પછી અરુણે પૂછ્યું — 'સાંભળ્યું છે કે તેં કંપનીમાં ઝઘડો કરીને નોકરી મૂકી દીધી છે?'

શ્યામે મૂંગા મૂંગા ડોકું હલાવી 'હા' જણાવી.

— 'પણ તું તો કેવો જબ્બર ડેશિંગ ને પુશિંગ હતો! તારી તો સૌને બહુ બહુ આશા હતી. આજ તેં આપમેળે તારી કેવી દશા કરી છે એ તો વિચાર!' અરુણે કહ્યું.

શ્યામ મૂંગો રહ્યો.

— 'સાલો મારો બૉસ પણ એક નંબરનો તોછડો નીકળ્યો. એમાંથી ઊગરવા એક દિવસ એની કાળી કોદા જેવી છોકરીને ઉઠાવીને ભાગી ગયો. એણે થોડીક ધમાલ તો કરી પણ આખરે માની ગયો... ઉપરાઉપર બે વાર પગાર પણ વધ્યો. પણ એક દુઃખ મોટું હતું. મને નાનપણથી જ રૂપાળી વહુનાં સમણાં આવતાં એ સાકાર ન થયાં.' — આમ કહેતાં કહેતાં આત્મસંતોષનું આછું એવું એક હાસ્ય હસી અરુણે કહ્યું — 'ને છતાં નભાવી લઈશ. જોયું જશે. આવતા ફેબ્રુઆરીમાં અમેરિકા ઊપડું છું, વહુને એને માવતર મૂકીને.'

શ્યામ અરુણની સામે જોઈ રહ્યો. અરુણ બહુ સુંદર દેખાતો હતો, માત્ર સાહેબશાહી પહેરવેશ કે એના ઊજળા વાનને કારણે નહીં પરંતુ એના ચહેરા પર એક પ્રકારની વિદેશી આભા દેખાતી હતી તેથી. એકાએક એ જાણે દૂર સુદૂરનો કોઈ પ્રવાસી હોય એમ શ્યામને લાગ્યું.

ચા પૂરી કરી બન્ને ઊભા થયા.

— 'હવે ક્યાં જવાનો?' ચાલતાં ચાલતાં અરુણે પૂછ્યું.

શ્યામે માથું હલાવ્યું — 'નથી ખબર.'

— 'જા સાલા! તું કેવો મરેલ જેવો થઈ ગયો છો? ચાલ, મારી સાથે . . .,' અરુણે હસતાં હસતાં કહ્યું.

— 'ક્યાં?' શ્યામે ઉદાસ મને પૂછ્યું.

આંખો નચાવતાં અરુણે કહ્યું — 'તું ચાલ તો ખરો! બહુ સરસ જગ્યાએ લઈ જાઉં છું યાર. સાહેબની ઑફિસે. ત્યાં રૂપાળી રિસેપ્શનિસ્ટનું મોં જોતો બેઠો રહેજે. વીસા અંગે એક અમેરિકનને ફસાવવાની પેરવીમાં છું. અર્ધા કલાકનું કામ છે, ચાલ'.

રસ્તામાં એક બૂટપાલીસવાળા છોકરા પાસે અરુણે બૂટપાલીસ કરાવ્યું. એ છોકરાને પૈસા ચૂકવતાં જરા ઝૂકીને અરુણે કહ્યું — 'જો, તારું મોં દેખાય છે આમાં?'

છોકરાએ ઊંચે જોયા વિના જ કહ્યું —'જી, હા.'

—'તો બરાબર.' કહી અરુણે એને પૈસા આપ્યા અને પછી બન્ને ચાલવા લાગ્યા.

પોતાના અંતરમાં શ્યામે એક અજબ શાતા અનુભવી. જાણે બધાં જ કામ, આનંદ અને ઉત્સાહમાંથી એણે નિવૃત્તિ લઈ લીધી છે. હવે એ નિરાંતે નિવૃત્ત જીવન માણે છે. એના શરીરમાં હવે જાણે સંધ્યા ઢળી રહી છે. હવે એ સમય આવ્યો છે કે જ્યારે એને અણખૂટ રજાઓ છે ને પોતે પોતાની બાલ્કનીમાં આરામખુરશીમાં પડ્યો પડ્યો માર્ગે થઈને જતાં-આવતાંને જોઈ રહે છે. એને કોઈનીયે સાથે કંઈ જ સંબંધ નથી. એથી જ અરુણના કદમ સાથે કદમ મેળવીને ઝપાટાબંધ ચાલતાં એ થાકી જતો હતો. એણે હાંફતાં હાંફતાં કહ્યું — 'અરુણ, દોસ્ત, જરા ધીમે — જરા ધીમો ચાલ ભાઈ.'

થોડુંક ચાલીને અરુણ પાછો થંભી ગયો. એણે કહ્યું — 'તને સાલા, આટલી ચરબી વધી ગઈ છે? ક્યાં ગયું તારું અગાઉનું લેફ્ટ રાઈટ, લેફ્ટ રાઈટ ને ક્યાં ગયું તારું પેલું ક્વિક રિફ્લેક્સ? આટલા વખતમાં તું ડોસો બની ગયો?'— કહેતાં અરુણ હા...હા... કરતો હસ્યો.

—'ના.' શ્યામે માથું ધુણાવ્યું — 'પણ હવે મને ક્યાંય જવાની ઉતાવળ નથી.' અને એ મનોમન ગણગણવા લાગ્યો — 'અટક્યો એટલે જ તું ગયો. અટક્યો એટલે જ તું ધૂળનું ઢેફું...' પોતે જ કોઈને કહેલા શબ્દો શ્યામને યાદ આવી ગયા.

ફક્કડ મકાનના એરકન્ડિશન્ડ રિસેપ્શન રૂમમાં શ્યામને બેસાડી અરુણ અંદર ચાલ્યો ગયો. સોફાની સુંવાળી બેઠક પર શ્યામ બેઠો રહ્યો. એની આજુબાજુ બીજા પણ કેટલાક હતા. રિસેપ્શન કાઉન્ટર પર એક છોકરી ટેલિફોન અને વિઝિટરો વચ્ચે ગજબની અટવાયેલી હતી. અરુણે સાચું જ કહ્યું હતું, રિસેપ્શનિસ્ટ છોકરી ખરેખર સુંદર હતી. એના બાંમાંથી ઝૂલતા બે રૂપાળા હાથ — લાકડાનાં મેહોગની પોલિશમાં એનો પડછાયો પાડતા ટેલિફોનના સ્વિચબોર્ડથી કાઉન્ટર ઉપર ઉઘાડા પડેલા કામના કાગળો અને નોંધબુક વચ્ચે એના હાથ — ફરી રહ્યા હતા. ઘેરા જાંબુડિયા રંગનું બ્લાઉઝ અને એવા જ રંગની સાડી. બોડ નીચે રિબનથી બાંધેલા છૂટા વાળ, ચહેરા પર કપાળ ઢાંકતા બૉબ્ડ વાળ, નાની એવી પાંથી, હસું હસું થતી આંખો અને મરક મરક થતું મોં — એ આંખો અને મોં મૂંગાં મૂંગાં કહેતાં હતાં — 'જુઓ હું કેવી લહેરથી જીવી રહી છું. રાતે

ઘસઘસાટ ઊંઘી જાઉં છું. જાણો છો, હજુ તો હું નાની છું. મારે કોઈ જાતનું દુઃખ નથી. સવારે વહેલી નાહી લઉં છું. તરવા જાઉં છું. તમારાથી સાવ અપરિચિત છું.'

અને એની ચંચળ આંખો અને ફરતા ઉઘાડા બન્ને હાથ ટેલિફોનની ફી પરથી નોટબુક તરફ — સામે પડેલા કાગળો તરફ અને વળી ટેલિફોન તરફ એમ ફર્યા કરે છે. એને બન્ને બાજુ સંભાળવાની હોય છે. એના હાથ આપોઆપ ચાલી રહ્યા છે. એ જાણે પિયાનો વગાડી રહી હોય એમ શ્યામને લાગ્યું.

શ્યામની આજુબાજુ બેઠા હતા તે સૌ કંઈ ને કંઈ કામસર આવ્યા હતા તેથી એક પછી એક એ બધાને અંદર બોલાવવામાં આવતાં ધીરે ધીરે એની આજુબાજુ બધું ખાલી થઈ ગયું. એને ખ્યાલ આવ્યો કે હવે પોતે એકલો જ ત્યાં બેઠો રહ્યો છે, અને પેલી રિસેપ્શનિસ્ટ છોકરી એનાં આટલાં કામ વચ્ચે પણ અવારનવાર એની તરફ ડોકિયું કરી લે છે.

અત્યંત ચમકી જતાં શ્યામે પોતાની અંદરથી સ્ટેશનેથી ઊપડતી રેલગાડીના અવાજ જેવો એક ધીમો અવાજ આવતો સાંભળ્યો. એ અવાજની ગતિ ધીમે ધીમે વધી રહી હતી. એને થોડી તરસ પણ લાગી હતી. સિગારેટ માટે ગજવામાં હાથ નાખતાં ગજવું ખાલી જણાયું. કાચનો દરવાજો ઠેલી બે અમેરિકન સજ્જન અંદર પ્રવેશ્યા. કાઉન્ટર પાસે જઈ ઊભા રહ્યા. ધીમે સાદે એમણે કંઈ રમૂજ કરી અને રિસેપ્શનિસ્ટે પણ હસીને એનો ઉત્તર વાળ્યો. અને ફરી શૂન્યતા છવાઈ ગઈ. કંઈક નોંધ કરવાનું ચૂકી જતાં પેલી રિસેપ્શનિસ્ટ જીભ કરડી વિશુદ્ધ બંગાળીમાં બોલી — 'ઓ...મા!' અને ચોંકીને પળવાર શ્યામ તરફ જોઈ એણે આંખો ઢાળી દીધી. ટેલિફોન રણઝણી ઊઠતાં એણે ફોન ઉપાડી શુદ્ધ અંગ્રેજીમાં ઉત્તર આપ્યો — 'બો...બોઝ...મિસ્ટર બોઝ! યસ મિસ્ટર બોઝ, હિયર હી ઈઝ. થેન્ક યુ' અને ફરી એણે ચોંકીને સામે બેઠેલા શ્યામ તરફ જોયું. બેઉની આંખો મળી.

ધીરે ધીરે શ્યામને અણખદ થવા લાગી. ઘણા દિવસે આજે પહેલી વાર એને લાગ્યું કે પોતે યોગ્ય રીતે તૈયાર થઈને બહાર નીકળ્યો નથી. માળી વિનાના બગીચા જેવો પોતે દેખાય છે. એની દૃષ્ટિ જૂનાં થોથાંની જેમ જાણે ધૂંધળી બની ગઈ છે. ચાદર નીચે ઝૂલતા એના હાથ અને પગથી માથા સુધી એણે ચકોર આંખ ફેરવી બરાબર નિરીક્ષણ કર્યું — ના, ક્યાંય પેલો અસલી શ્યામ દેખાતો નથી. એને મન થયું, ચાદર ઓઢીને બેઠેલો દાઢીવાળો માણસ, જેને અંદરથી પુલ પરથી પસાર થતી ટ્રેન જેવો અવાજ સંભળાય છે એ શ્યામને

પોતે કોઈ પણ જમાનામાં ક્યારેય ઓળખતો નહોતો. અત્યારે આ છોકરી સામે બેઠો છે તે તો કોઈ તદ્દન અસહાય, અજાણ્યે અહીં આવી પડેલો આદમી છે.

— શું વિચારે છે તું? બપોરના તડકાથી બચવા હું તમારી આ સુંદર શીતળ ઑફિસમાં વિના કામકાજે આવી ભરાયો છું એમ જ ને? અથવા તો હું બદમાશ છું ને તને રૂપાળી જોઈને તારી સામે જોઈ રહેવા અહીં બેઠો છું. તું ઊભી થઈને બહાર નીકળીશ એટલે તારી પાછળ પડીશ એમ માને છે? કે હું ચોર કે ઉઠાઉગીર નથી એ વિશે તું કંઈ નક્કી નથી કરી શકતી? શ્યામે મનમાં ને મનમાં આ બધું પેલી રિસેપ્શનિસ્ટને ઉદ્દેશીને કહ્યું. જાણે એને એક એકાન્ત રૂમમાં એક રૂપયૌવનાની સામે બેસાડી એની પરીક્ષા લેવાતી હતી. શ્યામથી આ સહન ન થયું. સામેના ટેબલ પર પડેલો ઢગલોએક સામયિકોમાંથી એણે એક ચિત્રમય સામયિક ઉપાડી એમાં પોતાનું માથું સંતાડ્યું. સિગારેટ હતી નહીં એ વાત ભૂલી જઈ ફરી ગજવામાં હાથ નાખવા જતાં પેલું સામયિક ખોળામાંથી ધબ્ કરતુંક નીચે પડ્યું. એ ધબકાર એને ભયંકર લાગ્યો. એના હાથપગ ધ્રૂજી ઊઠ્યા. આવું બધું બનતું હોવાથી એ સામેની પેલી છોકરી તરફ જોવાનું પ્રાણપણે ટાળતો હતો. પરંતુ એ પછી એક એવો તબક્કો આવ્યો જ્યારે કોઈ જ વિઝિટર આવતા નહોતા. ટેલિફોન પણ રણકતો નહોતો. એવી શૂન્યતા વચ્ચે એ અખૂટ નિઃસ્તબ્ધતામાં શ્યામ અને પેલી છોકરી બે જ એકલાં એકલાં બેઠાં હતાં.

તે પછી ટેલિફોનના ક્રેડલ પરથી રિસીવર ઉપાડવાનો અવાજ, ઝડપથી ડાયલ ફેરવવાનો મીઠો અવાજ આવતો હતો. પેલી છોકરી કામમાં રોકાયેલી હશે માની તેના તરફ એક છાની નજર કરતાં શ્યામ ચોંકી ઊઠ્યો. ડાબા હાથે ફોન કાને ધરી રાખ્યો છે અને જમણા હાથમાં પીળી પેન્સિલ પકડી એ કાઉન્ટર પર બેઠી છે, પરંતુ એ એકીટશે જોઈ રહી છે તો શ્યામ તરફ જ. શ્યામની આંખો સાથે આંખ ભટકાઈ જતાં જ પેન્સિલ મૂકી ઉતાવળી ઉતાવળી માઉથપીસને હથેળીથી દબાવી વળતી પળે પંખી જેવા ઝીણા મીઠા સાદે એણે પૂછ્યું — 'હુમ ડૂ યુ વૉન્ટ પ્લી...ઝ?'

શ્યામના મગજમાં જાણે બધું ડહોળાઈ ગયું. પોતે કોને મળવા આવ્યો છે? શેની રાહ જુએ છે? તીવ્ર આવેશથી એ થર થર ધ્રૂજી ઊઠ્યો. પળવારમાં બધું વીસરી ગયો. એને કેમે કરતાં કંઈ યાદ આવતું નહોતું. માત્ર એટલું જ થતું હતું કે હું ક્યારનો અહીં બેઠો છું, આ સુંદર વ્યવસ્થિત સ્થળે. એક સુંદર

યુવતીની સામે વિના કામે બેઠો બેઠો પોતે આ સુંદર વાતાવરણને જાણે બગાડતો હતો. હકીકતમાં એ શા માટે અહીં આવ્યો છે? શા માટે અહીં બેઠો છે?

અને આ વિચારની સાથોસાથ એ ઊભો થઈ ગયો. એણે માથું ધુણાવ્યું — ના, કોઈનેય મળવા એ નથી આવ્યો. એ કોઈની રાહ જોતો નહોતો બેઠો. અહીં એને કંઈ જ કામ નહોતું. દરવાજા તરફ થોડાં પગલાં આગળ વધી બીકથી એ ધ્રૂજી ઊઠયો. ચાલતાં ચાલતાં એણે જોયું કે દરવાજો એક બાજુ સરી જતો હતો. ડાબેથી જમણે ને જમણેથી ડાબી બાજુ. સરસ લાગતું હતું. એણે એકદમ આંખો મીંચી. ફરી એ થોડાં ડગલાં આગળ વધ્યો અને આંખો ઉઘાડીને એણે જોયું તો એ એકદમ કાઉન્ટરની સામે જ આવીને ઊભો હતો. પેલી છોકરીએ આંખો જરા પહોળી કરી એની સામે જોયું. જાણે એ પૂછી રહી છે કે — કોણ છો તમે?

કોણ છું હું? સ્મૃતિવિહોણા ગભરુ શિશુની જેમ એ અવાકપણે અજાણ્યા વાતાવરણમાં ચારે બાજુ નિહાળી રહ્યો. અત્યંત અસહાયની જેમ હાથ આગળ કરી એ કોઈ ખુરશીનો હાથો કે ટેબલનો છેડો ફંફોળી રહ્યો હતો. એના હોઠ હલી ઊઠ્યા. એ બબડયો — હું કોણ છું? એ ન પૂછો! મને પોતાને પણ એની ખબર નથી — અને વર્ષાનાં નીર જેમ એનું હૈયું દુઃખથી ભરાઈ આવ્યું. હું નથી જાણતો કે શા માટે હું વૃક્ષરૂપે ન જન્મ્યો? ખબર નથી શા માટે હું માછલારૂપે ન અવતર્યો? એવું થયું હોત તો શો વાંધો આવત?

કાઉન્ટર પાસે બેઠેલી છોકરીએ હળવેકથી ખુરશી પરથી ઊભા થતાં એને કહ્યું — 'લેટ મિ હેલ્પ યુ!'

શ્યામનું હૈયું આર્ત્તનાદ કરી ઊઠયું — નહીં. મને અડશો નહીં — છતાં મોં ઉઘાડી એ બોલી ન શકયો. એણે નકારમાં માથું ધુણાવ્યું. પછી એકેક ડગલું કરતાં એ પાછળ હઠયો. એણે કાચના બારણા પર હાથ મૂકયો. અને પેલી છોકરી ગભરાયેલી ને ફિક્કા ચહેરે એની સામે જોઈ રહી.

દરવાજો ઠેલી શ્યામ બહાર તડકામાં — બીજા લોકોની વચ્ચે આવીને ઊભો. ફૂટપાથ પર ઊભો ઊભો એ બબડયો—'મને પૂછતા નહીં કે હું કોણ છું. કારણ મને પોતાને પણ એની ખબર નથી.' અને પછી હેં...હેં... કરતો એ હસી પડયો. એણે માથું હલાવ્યું. ના, કયાંયે છુપાવા જેવી સલામત જગ્યા નથી કે ભાગી જવા માટે સરળ માર્ગ નથી. બધે જ જાણે એક પ્રશ્ન એની સામે રાહ જોઈને ઊભો છે કે — તું કોણ છો?

શ્યામ પાસે એનો ઉત્તર નથી. એને સાચેસાચ ખબર નથી કે પોતે કોણ છે?

ઘણી વારે એના વાંસા ઉપર હાથ મૂકતાં અરુણે પૂછ્યું—'શું વાત છે? અહીં બહાર કેમ ઊભો છો?'

—'અમસ્તો જ.' શ્યામ ઉદાસ હસ્યો.

—'તને અંદર ન જોયો એટલે હું ચમક્યો. આખરે પેલી રિસેપ્શનિસ્ટ છોકરીએ આંગળી ચીંધી દર્શાવ્યું કે તું અહીં ઊભો છો.'—આટલું કહી અરુણે હસતાં હસતાં હોઠને ખૂણે દાંત દાબ્યા ને કહ્યું—'જોઈને?'

—'શું?'

અરુણે મોટી મોટી આંખો કાઢી શ્યામ તરફ જોતાં કહ્યું—'તને હું નથી ઓળખતો સાલા? મેં જાણીજોઈને જ મોડું કર્યું હતું. તારી એક્સ-રે આંખોને હું બરાબર ઓળખું છું. તું આણુએ આણુ એને આંખોમાં ઉતારી લઈશ. પણ આ છોકરી એવી નથી. મિસ દત્ત તો બહુ ગરમ મિજાજની છોકરી છે. પરંતુ આ તો નવીસવી છે.'—કહેતાં અરુણની આંખો ચળકી ઊઠી—'આવ, ઓળખાણ કરવી છે ને એની સાથે? મારે આ થોડા દિવસની આવ-જામાં સારી ઓળખાણ થઈ ગઈ છે, એનું નામ છે મિસ લીલા ભટ્ટાચાર્ય. બોલ, ઓળખાણ કરવી છે?'

—'ના.' આછું હસીને માથું ધુણાવતાં શ્યામે કહ્યું.

શ્યામે પાછું વાળીને જોયું તો બહાર રસ્તા પર ઊભા ઊભા પણ કાચના દરવાજા વાટે પેલી છોકરી દેખાતી હતી. એ છોકરીની કુતૂહલભરી આંખો એને દેખાઈ અને શ્યામે મોં ફેરવી લીધું.

—'તને શું થયું છે શ્યામ?' જીભથી ચક્ ચક્ કરતાં અરુણે પૂછ્યું.

—'કોણ જાણે!' શ્યામે ચાલતાં ચાલતાં ઉત્તર આપ્યો—'મારામાં ક્યાંક કંઈક બખડજંતર થઈ ગયું છે.'

—'બખડજંતર? કઈ જાતનું બખડજંતર?' ભવાં ચડાવીને અરુણે પૂછ્યું.

—'હાઈસ્કૂલમાં હતો ત્યારે છોકરીઓ સામે જોતાં નર્વસ થઈ જતો તેવો નર્વસ થઈ ગયો છું. એ છોકરીએ મને પૂછ્યું. કે તમારે કોને મળવું છે? શું કામ છે? અને કારણ વિના ત્યાં બેસી રહેવામાં હું ભૂલ કરું છું એમ લાગ્યું એટલે ચોરની જેમ ચુપચાપ બહાર નીકળી ગયો, અને છતાં આના કરતાં પણ વધુ ચકોર કાયદાબાજોને ત્યાં અનાયાસે જઈ આવ્યો છું. પેલે દિવસે, કાઉન્ટર ઉપર લળીને છોકરીઓને 'હલ્લો...' પણ કર્યું છે.'

અને અરુણ જિજ્ઞાસાપૂર્વક શ્યામ તરફ જોઈ રહ્યો.

—'ગોટાળો થઈ ગયો છે,' શ્યામે માથું હલાવતાં જણાવ્યું—'ઘણે દિવસે જાણવા મળ્યું કે હું પણ પ્રેમમાં પડી શકું છું.'

—'કોના? લીલાના પ્રેમમાં?'

—'ના, માત્ર લીલા જ નહીં, કોઈ પણ છોકરીના. અજબ જેવું છે ને! આજ સુધી વૃંદા, માધવી ને ઈતુ સાથે ફર્યો છું ને એક પથારીમાં સૂતો છું ત્યારે પ્રથમથી આખર સુધી મારા અણુએ અણુમાં શોધી ચૂકયો છું કે મારામાં પ્રેમ—ચાહના જેવું કંઈ તત્ત્વ છે કે નથી. પરંતુ ત્યારે કદીયે હૈયામાં ધમધમાટ જાગ્યો નથી. કયારેય એમ થયું નથી કે આમાં કંઈ બીજું રહસ્ય છુપાયું છે. મનમાં થતું કે કરવાનું કંઈ જ બાકી રાખ્યું નથી છતાં કયારેય તૃપ્તિ થઈ નથી. હૈયા પાસે ક્યાંક કંઈક દુઃખ લપાઈને પડયું છે.'

—'આ બધું તું શું બોલે છે, શ્યામ?'

—'ખરું કહું છું અરુણ---' શ્યામ નીચે માથે જ વાતો કર્યે જતો હતો—કોઈએ કહ્યું છે ને કે ઈશ્વરનું જ્ઞાન પામ્યા વિના સ્ત્રીજાતને પૂરી ઓળખી શકાતી નથી. કોણે કહ્યું છે કહે તો?'

—'હશે રામકૃષ્ણ કે કોક બીજું'—હોઠ મરડીને અરુણે કહ્યું.

—'હશે.'

જરા વિચાર કરતો હોય તે રીતે હસતાં હસતાં અરુણે કહ્યું—'તને આ લીલા ભટ્ટાચાર્યે અર્ધા કલાકમાં ઈશ્વર વિશેનું જ્ઞાન આપી દીધું?'

—'ના. મને ફક્ત એટલી જ ખબર પડી કે મારી અંદર હજુ પણ કયાંક ગતિમાન રેલગાડી જેવો સૂર જાગતો પડયો છે જે હજુયે અતૃપ્ત છે. મનમાં થાય છે કે હું સૌથી વધુ છેતરાયો છું આ સ્ત્રીવર્ગ તરફથી જ મારું સર્વસ્વ સ્વીકાર્યા છતાં પેલા અસલ રહસ્યને તો એણે પોતાના પાલવને છેડે બાંધેલું વણછોડયું જ રાખ્યું છે. એનો ભેદ મને કયારેય બતાવ્યો નથી. અથવા કદાચ એ રહસ્ય મારી સામે ઉઘાડા કાગળની જેમ ખુલ્લું જ પડયું છે છતાં એનો પાર હું પામી શકયો નથી. આથી જ પેલી છોકરીએ જયારે મને પૂછયું કે—"તમારે કોને મળવું છે? તમે કોણ છો?"—ત્યારે હું પોતે જ મને એક ભિખારી જેવો ભાસ્યો. મનમાં થયું જાણે મારે મારા પરિચય જેવું કંઈ છે જ નહીં. હું એટલો બધો તુચ્છ—ઇન્સિગ્નિફિકન્ટ છું. હું આ દુનિયામાં ન અવતર્યો હોત તો દુનિયાને રજમાત્ર ખોટ ન જાત. મને સમજાતું નહોતું કે શા માટે હું કોઈ વૃક્ષ-રૂપે યા જળના માછલારૂપે ન અવતર્યો?'

ધીમે ધીમે કરતાં અરુણ એકદમ ઊભો રહી ગયો. એણે કહ્યું — 'શ્યામ !'
— 'વચ્ચે બોલ નહીં અરુણ !' શ્યામે ધીરેથી કહ્યું — 'આજ સુધી મારી જાતને હું બહુ મહત્ત્વની ગણાવતો આવ્યો હતો, મને બધું જ બહુ સહેલાઈથી મળી જશે એમ હું માનતો હતો'— આછું હસતાં શ્યામે માથું ધુણાવ્યું —'પણ મને જે મળ્યું હતું તે તો ભૂલભૂલમાં મળી ગયું હતું. આજ સુધી સૌ મને છેતરતા આવ્યા છે, નહીં તો હવે રહી રહીને મારા હૈયામાં આવો તલસાટ કેમ જાગે? મારા ધબકારા આમ કેમ વધી જાય? હું વચ્ચે વચ્ચે બહાર જવાનો માર્ગ કેમ શોધી ન શકું? ક્યાંક નક્કી કંઈક ભૂલ છે? આજ સુધી તો બધા માર્ગ મારાથી સુપરિચિત હતા. સહેલાઈથી બધાં દ્વાર ઉઘાડી શક્યો. હવે એકાએક પ્રેમની ભિક્ષા મેળવવા મને ગોઠણિયે પડીને કોઈ પાસે યાચના કરવાનું મન કેમ થાય છે?'

આંખો ઊંચી કરતાં અરુણે પૂછ્યું — 'શું વાત છે? કહે જોઉં.'

થાકી ગયો હોય તેમ જરા હસીને શ્યામે માથું ધુણાવતાં કહ્યું —'કંઈ નથી.'

—'હત્ સાલા!' હા હા કરતો અરુણ હસ્યો. હસતાં હસતાં પોતાના પેટ તરફ આંગળી ચીંધી એણે કહ્યું — 'બધી વાતનું મૂળ છે પેટ. તને વાયુને કારણે જ આ બધું થાય છે. રોજ રાતે સૂતીવેળા થોડું ઇસબગોલ લેતો જા. દૂધ સરખી રીતે લે અને સવારે ઊઠીને ગરમ પાણીમાં લીંબુ નિચોવીને પીતો જા. હું અપરિણીત હતો ત્યારે મને પણ પેટની અનેક તકલીફ રહ્યા કરતી... લીલા ભટ્ટાચાર્યને હું જણાવી આપીશ કે તું સેન્ટ એન્ડ મિલરનો એક્સ સાહેબ છો. ભારે ખેલાડી છો. બંને રીતે. અને સાથે જણાવીશ કે તું બંડીની ચાદર ઓઢીને છૂપાવેશે ફરે છે. ભૂલભૂલમાં પણ તને છોડી ન દે...'

એસ્પ્લેનેડ આવી હાથ ઊંચો કરી — 'એય ટેક્સી' કરતાં અરુણે એક ટેક્સી ઊભી રખાવી. શ્યામને કહ્યું—'ચાલ, તને પહોંચાડતો જઈશ.'

બગાસું ખાતાં ખાતાં શ્યામે કહ્યું —'ના, મારે ઘેર જવાની ઉતાવળ નથી. લહેરથી ફરતો ફરતો જઈશ. તું જા.' અને ટેક્સીનો દરવાજો બંધ કરતાં કરતાં અરુણે ધીમેથી કહ્યું — 'શ્યામ, જો પેલી મનમાં વસતી હોય તો એની પાછળ લાગી જા. નોકરીની ચિન્તા ન કરતો. મારા સસરાની પેઢી છે ત્યાં તારે માટે ગોઠવણ થઈ જશે અમેરિકા ઊપડતાં પહેલાં હું એને સમજાવી લઈશ.' આટલું કહેતાં કહેતાં અરુણે ભયંકર બદમાશ જેવું હાસ્ય કર્યું અને શ્યામને પૂછ્યું — 'મારું શરીર કેવું લાગે છે? દેખાય છે તો સારું ને?'

—'અરે ફાઇન... ફાઇન...' શ્યામ હસ્યો.

—'ફૉર અમેરિકા. ધ લૅન્ડ ઑફ ફ્રી સેક્સ! જોજે, આઠમે વર્ષે બંદો મરી જવાનો છે. ચિયર યુ...' ચાલુ ટૅક્સીમાંથી અરુણે હાથ હલાવ્યો. એ એક વિદેશી જેવો લાગતો હતો. શ્યામ એને જાણે પૂરો ઓળખતો પણ નથી, ને છતાં એને લાગે છે કે શ્યામ એને ઓળખે છે.

શ્યામ શૂન્ય મને ચાલ્યો જતો હતો. એના મગજમાં ભમરા જેવો એક ગણગણાટ — દૂરથી આવી રહેલી કોઈ મોટરસાઇકલનો અવાજ — ઘૂમરાતો હતો. એ ચંચળ બની ગયો. ક્રિસ્ટમસ માટે શણગારેલી દુકાનો, રંગીન તોરણો, બુઢ્ઢા સાન્તા કલૉઝનાં બાવલાં, દેવદારુનાં વૃક્ષો, બધું એની આંખ સામેથી પસાર થઈ ગયું. એક માણસ જાહેર ખબરની પત્રિકા વહેંચતો હતો. શ્યામના હાથમાં પણ એણે એક પત્રિકા પકડાવી. એમાં મોટા મોટા અંગ્રેજી અક્ષરોમાં જણાવ્યું હતું કે — 'તમારી આફત દૂર થઈ છે.' અને પછી એક દવાના ફાયદા વર્ણવ્યા હતા. શ્યામે આછું હસીને ડૂચો વાળી એ કાગળ ફેંકી દીધો અને એ — શ્યામ — ગણગણવા લાગ્યો—'અરે! મારી આફત તો ટળી, હવે હું નિર્ભય છું. હવે આફત નથી!'

## 8

પાછા વળતાં શ્યામે ટ્રામમાં સેકન્ડ ક્લાસની બારી પાસે બેઠેલા એક માણસને નીચા વળીને નમસ્કાર કર્યા. એ માણસે પાયજામો, લખનવી પંજાબી અને માથે જાડા સૂતરની જાળીદાર ગોળ ટોપી પહેર્યાં હતાં. એની આંખમાં સુરમો હતો. એ હતો ઇરિફાન!

—'ઇરિફાન! કેમ છો?'

શ્યામ જેવો ટ્રામમાં ચડ્યો એવો જ ઇરિફાન ખૂબ વિનયથી હસીને ઊભો થયો ને પોતાની ખાલી જગ્યા બતાવતાં કહ્યું — 'બેસો, ચક્રવર્તીબાબુ!'

ઇરિફાનને ખભે હાથ મૂકીને શ્યામે કહ્યું — 'અરે, બેસો બેસો.'

ઇરિફાને સ્મિત કરતાં ઉત્તર આપ્યો — 'મારે તો પાર્ક સ્ટ્રીટમાં ઊતરી જવું છે, તમે બેસો.'

થાકેલો શ્યામ બેસી ગયો. પછી હસીને બોલ્યો — 'શું નવીન છે?'

ઇરિફાનના મોં પર ફરી પાછું પેલું હાસ્ય દેખાયું — 'હમણાં તમે કેમ આવતા નથી?'

શ્યામ ઘણા દિવસથી ઇરિફાનને ત્યાં રાજાબજાર ગયો નથી. ત્યાં જવાની એને જરૂર પડી નથી. અગાઉ દર મહિને જવું પડતું. અઢીસો રૂપિયા અહીં ઇરિફાન પાસે જમા કરાવી એ રકમ ઢાકામાં એના પિતાને મળે તે પ્રકારની ચિઠ્ઠી એ લેતો. ઇરિફાન એનાં સગા ઉપર લખી આપતો કે — 'અમારી દક્ષિણ બાજુની વાડીમાંથી બાનિપાડાના કમલાક્ષ ચક્રવર્તીને બસો આંબા આપજો. આ વખતે આંબાવાડિયામાં આંબા સારા આવ્યા છે તો પાડોશીમાં વહેંચી શકાય છે.' અને એ ચિઠ્ઠીથી એના પિતાને બસો રૂપિયા બરાબર મળી જતા.

— 'ધંધોપાણી કેમ છે?' શ્યામે પૂછ્યું.

— 'બહુ મંદા. હૂંડીઓ પકડાઈ ગઈ છે.' ઇરિફાને ધીમેથી કહ્યું ને એ હસ્યો — 'હવે ધંધા અહીં સાહાબાબુઓના હાથમાં અને ઢાકામાં મારવાડી શેઠજીઓના હાથમાં.'

શ્યામ આ કોઈ જ વાત ધ્યાનપૂર્વક સાંભળતો નહોતો. ટ્રામ મેદાન વટાવી રહી હતી. પવન સૂ...સૂ... સુસવતો હતો. કિશોર ઇરિફાનની સુરમો આંજેલી આંખને શ્યામ નિહાળી રહ્યો હતો અને એ સજ્જન-સુલભ હસ્યો.

પાર્ક સ્ટ્રીટ આવતાં ઇરિફાન ઊતરી ગયો. ઊતરતાં પહેલાં એણે શ્યામને કાનમાં કહ્યું — 'જો પાકિસ્તાન જવાની જરૂર હોય તો કહેજો. એક વિશ્વાસુ એજન્ટ છે. બોર્ડર પાર કરાવી દેશે અને દસ દિવસ પછી તમને અહીં પાછો પણ લઈ આવશે : કંઈ ડર જેવું નથી. કહેજો —' આટલું કહી એ નીચે ઊતરી ગયો અને ઊતરતાં ઊતરતાં એક સલામ બજાવી ગયો.

ઇરિફાન ઊતરી ગયો પછી ઓચિન્તાનું શ્યામને ભાન આવ્યું કે ઇરિફાન તો મુસલમાન છે અને પોતે તો હિન્દુ છે. નવાઈની વાત કહેવાય કે આજ સુધી પોતે હિન્દુ છે એવું ભાન શ્યામને નહોતું. શ્યામને હસવું આવ્યું. 'અજબ જેવું — હું હિન્દુ છું? કેવો હિન્દુ છું હું? હિન્દુ થઈને હું કેવો રહ્યો છું?'

બહુ બહુ વિચારો કર્યા છતાંયે હિન્દુ શબ્દનો કોઈ ખાસ અર્થ શ્યામ તારવી ન શક્યો. એને પોતે હિન્દુ છે એ માન્યામાં જ નહોતું આવતું. એ શ્યામ ચક્રવર્તી નામક કોઈ માણસ છે જે અગાઉ સેન્ટ ઍન્ડ મિલરમાં છોટા સાહેબ હતો અથવા એક વાર... કલ્પનો...પણ હવે એણે એ બધું છોડી દીધું છે. એ

માની શકતો નથી કે આ બધાં નામ અને પરિચયમાં એ બંધાયેલો છે. નથી માની શકાતું કે આ નામ-પરિચય સિવાય બીજે ક્યાંય એનું અસ્તિત્વ જ નથી !

ધુમ્મસ ચીરતી ટ્રામ આગળ વધતી હતી. ચંદ્રના ઝાંખા અજવાળામાં એ મેદાન વટાવી રહી હતી. શ્યામ બારીના પાટિયાને અઢેલીને બેઠો હતો અને ધીમે ધીમે ભાન ભૂલી ટ્રામ એને કોઈ અજાણ્યા પ્રદેશમાં લઈ જતી હોય એવું એણે અનુભવ્યું. ચારે બાજુ અજવાળા ને ધુમ્મસનું સામ્રાજ્ય હતું. વેરાન મેદાન ખાઉં ખાઉં કરતું જાણે રડી પડ્યું. વૃક્ષોના ભૂત જેવા પડછાયા જાણે પાષાણની જેમ સ્થિર થઈને ઊભા હતા.

— 'ટિકિટ !'

કંટાળેલા શ્યામે હાથને ઇશારે કંડક્ટરને આગળ વધવા સૂચવ્યું અને કંડક્ટર આગળ ચાલ્યો ગયો. અને માયાવી ટ્રામ સદાનો ચિરપરિચિત માર્ગ મૂકી વળાંકમાં અજાણ્યે પંથે મળી. અને હરિયાળી અને વૃક્ષો-પાંદડાં જાણે શ્યામને સાદ દેવા લાગ્યાં — 'આવ, આવ શ્યામ !' હવા જાણે એને આવકાર આપતી હતી — 'આવ શ્યામ !' અને પછી શ્યામનો સ્પર્શ પામી રોમાંચિત થતી — આનન્દિત થતી હવા જાણે એ રાજ્યના ઊંડાણે ચાલી જતી હતી. પહાડોમાં, ગિરિકંદરાઓમાં, ગુફામાં, નદી કે સમુદ્રની ઉપર થઈને વહેતી સુરભીની જેમ એણે બધે સમાચાર પહોંચાડી આપ્યા કે શ્યામ, — આપણો શ્યામ હવે આવી પહોંચ્યો છે. નીચે ધરતી પર પગ મૂકતાં જ ધરતી જાણે માતાની જેમ એને કહેતી હતી કે — 'આવ બેટા શ્યામ, તું આવી પહોંચ્યોને ?' પંખીઓની આંખોમાંથી વહેતાં આંસુ જેવું ઝાકળ ઘાસ ઉપર જામ્યું હતું. કાલ-કાસુન્દીના છોડ ઉપર ને બોરડીના મૂળમાં, દૂર્વાના થાળા ઉપર અને સીતાફળીના વનમાં ચામાચીડિયાની જેમ અંધારું જાણે ઉપર ઝળૂંબી રહ્યું હતું. ચારે બાજુ આગિયા ઊડે છે. ખારી તળાવડીની થોડીક ગંધ આવી, કમળફૂલની મહેક આવી. સ્તબ્ધ રાતની નીરવતાને ચોંકાવતી મોટી મોટી માછલી તળાવડીના નીરમાં રમતે ચડી હતી ને થોડી થોડી વારે શાંત નીરની નીચે પરીઓના પ્રદેશમાં એની વિરાટ કાયા નીરવે ગતિમય છાયા બની જતી હતી.

દૂર ગંગામાં એક સ્ટીમરનું ભૂંગળું વાગ્યું. માથા ઉપર વિમાનની ઘરઘરાટી ગાજી ઊઠી. શ્યામે અજાણતાં જ એને સાદ પાડીને જણાવ્યું કે — 'ભાગો, ભાગો...'

થાકેલો શ્યામ ટ્રામમાંથી ઊતરી ગડિયાહાટના નાકા સુધી ચાલ્યો. એને ઘસાઈને એક વૃદ્ધ ગંજીવાળો સામેની બાજુ ચાલ્યો ગયો ધીમા સાદે એ બોલતો હતો — ગં...જી...! ગં...જી...!

જરા આગળ જતાં શ્યામને બીજા એક ગંજીવાળાનો સાદ સંભળાયો. એ સાદમાં હતાશા હતી—ગંજી... એ સાદ લંબાતો દૂર દૂર ચાલ્યો ગયો. અને શ્યામના મગજમાં બધું ડહોળાઈ ગયું. છતાં એને યાદ ન આવ્યું. કંઈ જ યાદ ન આવ્યું કે...

અને થોડાં ડગલાં આગળ જઈ ઊભો રહી એ અસ્પષ્ટપણે બોલી ઊઠ્યો —'સોનાકાકા !'

ભીડમાંથી રસ્તો કરતો શ્યામ આગળ વધવા મથ્યો. પરંતુ એટલી વારમાં તો પેલો ગં...જી સાદ બહુ દૂર ચાલ્યો ગયો હતો. શ્યામ માથું ધુણાવતાં બોલ્યો—'અરે સોનુકાકા !'

શ્યામના મન સામે સોનાકાકાનું બોખું મોં અને ઝારીવાળી આંખો ઊપસી આવી. જાણે સોનાકાકા એને કહી રહ્યા હતા કે દીકરા મનુ ! — અને માથું હલાવી એણે 'હ'કાર ભણ્યો ને સોનાકાકાને ખભે હાથ મૂકી કહ્યું — 'સોનાકાકા, તમે જીવતા રહેજો. થોડો સમય જેમતેમ કાઢી નાખજો. આપણા ઊજળા દિવસો હું પાછા લાવું છું, થોડું ખમજો !' આમ એ મનોમન બબડતો રહ્યો.

હોટેલમાં જતાં મિત્રો મળ્યા. મિત્રે ભવાં ચડાવી કહ્યું — 'આજે એક ગજબ થઈ ગયો મશાય. પ્રેમની વાત છે. બહુ ઇન્ટરેસ્ટિંગ વાત છે...'

અને પાંપણ ઊંચી કરી શ્યામે પૂછ્યું — 'સાચે જ ?'

મિત્રે જરા લળીને જણાવ્યું – 'એક છોકરી કુમારીમાંથી સીધી વિધવા બની ગઈ. ડબલ પ્રમોશન... વચ્ચે મહિનો દોઢ મહિનો એ ગેરહાજર રહેલી. આજે ઓફિસે આવી, જોયું તો ધોળું પહેરેલું. કપાળ કોરું, હાથ કંકણ વિનાના, કાન ને ગળામાં પણ કંઈ આભૂષણ નહીં. આંખ અને મોં રડું રડું. પહેલાં તો અમે કંઈ પૂછી જ ન શક્યા. અમે સૌ એકબીજાનાં મોં સામે જ જોઈ રહ્યા. આ છોકરી હજુ પેલા દિવસ સુધી તો કુમારી હતી, જેનાં લગ્ન જ થયાં નથી એને એકાએક આ શું ? પૂછતાં પ્રથમ તો એ હીબકાં હીબકાંને ડૂસકાં જ ભરવા લાગી. પછી એણે કહ્યું કે — "હું વિધવા બની છું. મારા પતિનું અવસાન થયું છે ..." અમે કહ્યું, — "પણ તું પરણી ક્યારે ?" ઉત્તરમાં માથું હલાવી એણે જણાવ્યું કે — "એ પરણી હતી." — "પણ ક્યારે ?" ઘણી વારે એનું મોં ખૂલ્યું. "હું પરણી નહોતી પણ પરણવાની હતી. મનોમન મેં એને જ મારો પતિ માન્યો હતો. બીજો કોઈ ક્યારેય મારો પતિ બની નહીં શકે... સાંભળ્યું કે...અકસ્માતમાં એનું અવસાન થયું છે." '

આટલું બોલી મિત્ર એકાએક ગંભીર બની ગયા. એમણે કહ્યું — 'અદ્ભુત વાત છે. આનું નામ જ સાચો પ્રેમ ! શું કહો છો?'

શ્યામ હસ્યો. એકાએક એના મગજમાં ભમરાના ગણગણાટ જેવો મોટર-સાઇકલનો ઘરઘરાટ આવ્યો. ઍક્સિડન્ટ? કઈ જાતનો ઍક્સિડન્ટ થયો હતો?

લાંબા વારના મૌન પછી મિત્રે કહ્યું — 'કોણ જાણે! લોકો કહે છે કે હવે પ્રેમ જેવું કંઈ રહ્યું નથી, બધે ઍડજસ્ટમેન્ટ જ છે. હું પણ એમ માનવા માંડ્યો હતો. પરંતુ આજે એકાએક જૂના જખમ પર વાગ્યું. ઑફિસમાં એ વાત ઉપર બહુ મજાક કરી પરંતુ અંદરથી મન ભારે બની ગયું. અંદર ને અંદર કંઈક હેમરેજ થયું હોય એમ લાગે છે.'

ફરી સારો વખત ચૂપકીદી પથરાઈ ગઈ. જમવાનું પતી ગયે હાથમોં ધોઈ બન્ને બહાર નીકળ્યા. જુદા પડતાં પહેલાં સહસા મિત્રે જણાવ્યું — 'જુઓ, મને પણ એ વિધવા બનાવીને ગઈ છે. પુરુષ છું એટલે મેં સોગિયું પહેર્યું નથી. પરંતુ અંદરો-અંદર તો એવું જ દુઃખ થાય છે કે... તમે હસતા નહીં. મનમાં થાય છે કે એકાન્તમાં બેસીને નિરાંતે ખૂબ રડી લઉં.'

મોડી રાતે ઊંઘ ઊડી જતાં શ્યામે જોયું કે રસ્તા પર કોક ફેરિયો ગં...જી...! સાદ પાડતો ચાલ્યો જાય છે.

આટલી મોડી રાતે? પ્રશ્ન થતાં જ ચાદર જરા અળગી કરી ઊભા થઈ એ બારી પાસે જઈને ઊભો રહ્યો. ડાબી બાજુ નજર કરતાં જોયું તો રસ્તો સૂમસામ હતો.

છતાં દૂર દૂરથી રાતના ઊંડાણમાંથી જાણે સાદ આવતો હતો —

ગં...જી...ગં...જી...

સોનાકાકા! શ્યામ કાને હાથ દઈ મુગ્ધ સ્તબ્ધ શો ઊભો રહ્યો. પછી એણે ધીમે ધીમે આંખો ઊંચી કરી ઉપર આકાશ તરફ જોયું. અચળ કાલપુરુષ, દૂધગંગા, નક્ષત્રમંડળ, અને એ જ ટંડાગાર આકાશમાં નક્ષત્રોમાં, તારાથી તારા સુધીનો આકાશગંગાનો માર્ગ વટાવી એક દૂબળોપાતળો વૃદ્ધ લગભગ આંધળા જેવા સોનાકાકા ગં...જી...ગં...જીના પોકાર પાડતા ચાલ્યા જાય છે.

ત્રેવીસમા ડિસેમ્બરે મોટરસાઇકલના અકસ્માતમાં સંડોવાયેલી એક વ્યક્તિ આજે હોસ્પિટલમાં અવસાન પામી છે — એવા સમાચાર વાંચવા શ્યામે તે પછીનાં રોજેરોજનાં કેટલાંય છાપાં ઉથલાવી જોયાં છે પણ ક્યાંય એ અંગે કંઈ જ છપાયું નથી. જોકે રોજ છાપાના આગલા પાના ઉપર કોક ને કોકના મરવાના સમાચાર તો હોય જ છે. લોકો કઈ રીતે ઉંદર કે વાંદાના મોતે કે રોજ પાણી ન પાવાને કારણે કરમાઈ જતા છોડની જેમ મરી જાય છે તે જોતાં ચમકી જવાય. આ રીતે મોતને શરણે જનારાને કારણે આ પૃથ્વી પરની ભીડાભીડ થોડી ઓછી થતી રહે છે. જો આ પૃથ્વી ધીરે ધીરે એકદમ નિર્જન થઈ જાય તો? આવો વિચાર આવતાં જ શ્યામના ચહેરા પર આનંદની ગુલાબી સુરખી ફરી વળી. એવું થશે ત્યારે આ શહેર વધુ રળિયામણું દેખાશે. ત્યારે આ ધરતી વધુ રહસ્યમયી જણાશે. પછી તો માનવીમાત્ર પરસ્પરના સુપરિચિત આત્મીય સ્વજન બની જશે. આ વસુંધરા આખી વહાલથી છલકાઈ ઊઠશે. સ્નેહથી સભર બની જશે. ત્યારે ક્યાંય હરીફાઈ નહીં રહે. આક્રમણમાત્ર અલોપ થશે ત્યારે માનવીની ભાષામાંથી ગાળો, અશ્લીલતા ને આકરાં વેણ સદંતર અદૃશ્ય થશે. ત્યારે દૂર સુદૂરના મહાદેશો વિશે પારાવાર પરીકથાઓ ચાલતી હશે. ત્યારે જાતજાતનાં વિવિધ પંખીઓ-પતંગિયાં અને બીજા નાના જીવો પૃથ્વી પર અવતરશે. હૂંફાળો સુરભિત વાયરો વાતો હશે. ત્યારે માનવીને સાંપડશે દૂરના સૂરો અને સૌરભ અને માનવી પોતે પોતાની હથેળીમાં — પોતાની મુઠ્ઠીમાં પામી શકશે. ત્યારે એ ગણ્યાગાંઠ્યા ભાગ્યવંતોમાંથી સહેલાઈથી થોડાકને મિત્રો અને એકાદને પોતાની પત્ની કે પતિ તરીકે તારવી લઈ શકાશે. જી હજૂરિયા અને શેતાનોને જુદા પાડીને ઓળખી શકાશે. એ અંગે આજે મનમાં થાય છે તેવી દ્વિધા નહીં થાય.

અથવા આ પૃથ્વી જો એકદમ નિર્જન થઈ જાય! જો ક્રમશઃ જનશૂન્ય થઈ જાય આ શહેરો-પ્રાન્તો — આ આખો મહાદેશ! આખી દુનિયામાં એક શ્યામ સિવાય બીજું કોઈ જ જીવિત ન રહે તો?

આમ વિચારતો વિચારતો શ્યામ ઘરમાં આંટા મારવા લાગ્યો. ઘરમાં નીચે પડેલ સિગારેટના છેડાને પગ નીચે કચરી એક બાજુ કર્યો. લાત મારીને એક

પુસ્તકને દૂર ફંગોળ્યું અને તાવલેલ દરદીની જેમ પોતાનાં લાંબાં જટિયાં ખેંચતો ઓ...ઓ... કરતો એ હસી પડ્યો. અરીસો લઈને એણે પોતાના પાગલ જેવા અજાણ લાગતા મોં સામે ધર્યો, અને ત્યારે? હા, ત્યારે માનવસર્જિત આ યંત્રો અને કારખાનાંઓ ઊંચા ઘાસની હરિયાળીમાં ડૂબી જશે, રેલવેનાં એન્જિનો કટાઈ જશે. ને ધીરે ધીરે માટી ભેગા માટીમાં ભળી જશે. સ્ટીમરો પાણીમાં પડી પડી ગળી જશે. ઍરોપ્લેનો ઉપર ફૂલ-વેલો પાંગરી ઊઠશે. ઊંચાં ઊંચાં મકાનોને માથે પીપળાનાં પાંદડાં રાષ્ટ્રધ્વજની અદાથી ફરકતાં હશે. આપણું લાકડાંનું રાચરચીલું ફરી પાછું વનસ્પતિમાં પલટાઈ જશે. એક જ માનવી માટે રહેશે આ સૂર્ય-ચંદ્ર, તારા ને નક્ષત્રખચિત અફાટ આકાશ. આ વસુંધરાનાં જળ-થળને અવકાશથી ભરી દેતી આ અફાટ અનન્ત ઉન્મુક્ત ધરા. આ મોકળાશ. આમ બબડતો એ પોતે જ પોતાની જાતને પૂછતો હતો ને ઉત્તર આપતો હતો.

—'એવું થશે ત્યારે તને બહુ એકલવાયું નહીં લાગે શ્યામ?'

—'નહીં લાગે.' શ્યામે 'ન'કારમાં માથું ધુણાવ્યું.

—'ત્યારે તને કોઈની જરૂર નહીં જણાય શ્યામ? આ જેવા કોઈની કે વૃન્દા, માધવી યા ઈતુ જેવી કોઈની? કોઈ નાના બાળક જેવાની કે કોઈ ભાઈ જેવાની જરૂર નહીં જણાય?'

—'નહીં લાગે!' શ્યામે માથું ધુણાવ્યું.

—'પણ ધાર કે આવું બધું થયું અને તું વાતો કરતાં બોલવાનું જ ભૂલી જા તો? તારો કંઠ ગાવાનું જ ભૂલી જાય તો? અથવા તું ભાષાનો ઉપયોગ જ સમૂળગો ભૂલી જાય તો? રતિક્રિયા ભૂલી જઈશ? પત્રો લખવાનું ભૂલી જઈશ? તને વખાણનારું કોઈ જ નહીં રહે તો? એવું કોઈ જ ન બચે જે તને જોઈને રાચી ઊઠે—મગરૂબ બની શકે તો? તારી પાસે આવનાર કે તારી પાસેથી દૂર જનાર કોઈ જ ન હોય તો?'

'નહીં?' શ્યામે નકારમાં માથું ધુણાવ્યું, અને પછી એ ધીમું ધીમું હસી ઊઠ્યો. અરીસામાં પોતાનું મોં જોઈ એણે પોતાની જાતને મૂંઝવતો એક પ્રશ્ન કર્યો—'કહે તો એવો એકાકી કોણ છે જેનો વાસ જળે-થળે-અવકાશમાં સર્વત્ર છે! જે સ્વજનવિહોણો છે. જેને નિકટ આવનાર કે દૂર જનાર કોઈ નથી? એવો સ્વયંસંપૂર્ણ કોણ છે? કહે શ્યામ.'

—'હું પોતે.' શ્યામ બબડ્યો.

એણે ફરી છાપું ઉપાડયું અને હતાશની જેમ માથું હલાવ્યું. ના, કોઈ મર્યું નથી. કદાચ કોઈને કંઈ જ થયું નથી. એ જાણે દૂર રહ્યો રહ્યો શ્યામ પર નજર રાખી રહ્યો છે. એ એક પળની રાહ જુએ છે જ્યારે શ્યામ કોઈ રસ્તાને નાકે વળશે ત્યારે એના હાથના અરીસા વાટે સૂર્યનાં કિરણો શ્યામના મોં પર ફેંકાશે.

— ના. પેલો મોટરસાઇકિલસ્ટ મૃત્યુ પામ્યો નથી. શ્યામ નચિંત થયો. હવે એ બારી પાસે આવીને ઊભો રહ્યો. રસ્તો એણે ધરાઈ ધરાઈને જોઈ લીધો. આ તો ઓળખાતી પહોળા પેટવાળી લાલ ટપાલ-પેટી, લૅમ્પ પોસ્ટ પર લગાવેલું જાહેર ખબર માટેનું ચોરસ બાકસ — એના પર સિનેમાની જાહેર ખબરો છે. લાલ, પીળાં, ધોળાં, પરિચિત મકાનો, દત્તબાબુના બગીચામાં કેટલાક કાગડા ઊડે છે ને એના દાદર પર પાંચ-છ બિલાડી સૂતી જણાય છે. બે ટૅક્સી એક પછી એક ઊપડી ગઈ, એની પાછળ ગયો એક ઠેલાવાળો, બે-ત્રણ સ્ત્રીઓ અને કેટલાક શાન્ત ગભરુ જણાતા લોકો ગયા. પ્રભાતનો તડકો ચારે બાજુ નવા કાલ જેમ ફેલાયો છે. ક્યાંય પણ શંકા — સંદેહ જેવું કંઈ જ નથી છતાં શ્યામને થયું કે આ બધાંની આડશે કોક બે ચકોર આંખો એના પર નજર નાખી રહી છે.

કેવો હતો એ માણસ જેના મોં પર શ્યામે અરીસા વાટે સૂર્યકિરણો વરસાવ્યાં હતાં? એ મીનુ જેવી જ નિષ્ઠુર વ્યક્તિ હતી શું? શ્યામે એનું મોઢું જોયું નહોતું, ધ્યાન આપ્યું નહોતું એની વાત ઉપર. શ્યામને ખબર નથી કે એ લાંબો હતો કે ઠિંગુજી હતો, જાડો હતો કે પાતળો હતો. અથવા એના ઘરમાં બીજાં કોણ કોણ છે એ પણ એ જાણતો નથી. કોણ જાણે એ સુબોધ મિત્રની ઑફિસમાં કામ કરતી પેલી કુમારી વિધવાનો પ્રેમિક હોય તો? અથવા કોણ કહી શકે કે એ મીનુ અથવા મીનુનો કોઈ સાગરીત નહોતો!

શ્યામ મનમાં ને મનમાં ગણગણ્યો. આમ છતાં આ ધરતી પરથી — આ ભૂમિ પરથી ભાર ઓછો થાય એ તો જરૂરી છે જ. એ સારું જ છે. હજુ પણ વધુ ચકલાં, મેના-પોપટ વગેરે પંખીઓ, ઝરણાં, વૃક્ષો અને વૃક્ષસૃષ્ટિના જીવો પાંગરે, વધુ પ્રેમ-હેત-માયા અને સ્વપ્નસૃષ્ટિઓની આપણને અત્યંત જરૂર છે.

એક દિવસ શ્યામ એસ્પ્લેનેડ બાજુ જાહેર રસ્તા પરથી જતો હતો ત્યાં ઓચિંતો વરસાદ તૂટી પડચો. વર્ષા અદશ્યપણે વાદળોમાં ઘેરાતી હતી પણ

શ્યામને એની ખબર ન પડી અને એને પોતાની ચારે બાજુ હરણાં દોડી રહ્યાં હોય એવો ભાસ એકાએક થયો. જાણે હરણાંની ખરી સંભળાતી હતી. જાણે વિશ્વમાં ચારે બાજુ અપાર — અગણિત હરણાં જ દોડાદોડ કરી રહ્યાં છે. હવાની સહજ ગતિએ દોડયે જાય છે.

શ્યામે દોડીને એક વરંડા નીચે, લોકોની ભીડાભીડ વચ્ચે, વરસાદથી બચવા આશરો લીધો. એણે ખીસામાંથી મેલો ગંધાતો રૂમાલ કાઢી મોઢું, માથું, દાઢી ને હાથ લૂછ્યાં. ઠંડી હવાના સ્પર્શે એને ટાઢ વાતી હતી તેથી ભીડમાં કોઈ જાડાપાડા એવાની ઓથ શોધવા એ મથ્યો કે જેની પાછળ પોતાની જાતને એ આવરી શકે. પરંતુ એવું કોઈ ન મળ્યું. આખરે આર્કેડની નીચે એણે એક સિગારેટવાળાની દુકાન શોધી કાઢી. ધીમે ધીમે કરતો ભીડમાંથી નીકળી એ તે દુકાને પહોંચી ગયો. પરંતુ દુકાન સામે ઊભો રહ્યો કે તરત એ ચોંકી ગયો. લગભગ ચાર ફૂટ ઊંચાઈના, દુકાનમાપના જ એના અરીસામાં અગણિત ચહેરા-માથાંનો ભગ્નાંશ નજરે પડતો હતો. એને એમાં પોતાનો ચહેરો કોઈ અન્તરયા ભિખારી જેવો લાગ્યો, સાવ કંગાલ જેવો. અને એણે એની પાછળ ઊભેલા ટોળામાંથી એક અર્ધપરિચિત ચહેરાને સામાન્ય કુતૂહલથી તેના તરફ ટીકી રહેલો જોયો. એ ચહેરો એક છોકરીનો હતો. સિગારેટ માટે ધરી રાખેલો પરચૂરણવાળો હાથ એમ ને એમ લંબાવેલો રહી ગયો; અને શ્યામના હૈયામાં રહેલું હૃદય ઓચિંતાનું ઝબકી ને જાગી ગયું. એના ઉર-ધબકાર વધી ગયા. એને એના પોતાની અંદરથી કોઈ ટ્રેનના અવાજ જેવો ધ્વનિ સંભળાવા લાગ્યો.

એણે પાછું વાળીને પેલી છોકરીની સામે જોયું અને વળતી પળે બહુ ચાલાકીપૂર્વક એ છોકરીએ પોતાની નજર શ્યામ તરફથી ફેરવી ને ખરાબ ન લાગે એની કાળજીપૂર્વક એ બીજી બાજુ જોવા લાગી. ઉમ્મરમાં આવતી કન્યાની જેમ એના હાથપગ શરમાવા લાગ્યા. એને આખે શરીરે જાણે પીડા થવા લાગી.

એ ચહેરો પરિચિત છે, ક્યાંક જોયો છે એમ શ્યામની આંખો કહે છે પણ એ અજબ લાવણ્યભર્યું, વહાલું લાગે તેવું વદન ક્યાં જોયું હતું? આ કપાળ-ઢાંકતા વાળ, ગોળમટોળ ગુલાબફૂલ શો ચહેરો અને એમાં નીરવ ભાષા — જાણે એ કહેવા માગતી હતી કે હું બચી ગઈ છું. આબાદ ઊગરી ગઈ છું, હજુ હું ઊગતી કળી છું, મારે માટે જોયેલી-જાણેલી દુનિયા કરતાં વણજોયેલી ને વણજાણી દુનિયા ઘણી મોટી છે, ઘણી ઘણી મોટી છે.

શ્યામે ક્યાં જોયું હતું આ વદન? ક્યારે જોયું હતું આ મોં? એના મગજમાં જાણે ડહોળાં નીર ખળભળી ઊઠયાં. ક્યાં જોઈ હશે આને?

પાછળથી જોતાં માત્ર કોઈ ઊંચી સ્ત્રીની બંકી દેહલતા જ જણાતી હતી. આજે એણે પહેરી છે સિંદૂરિયા પાલવવાળી આછી આસમાની સાડી, ગળે છે એક સ્કાર્ફ — કાશ્મીરની બનાવટનો. એ અદબ વાળીને ઊભી છે. પાછળથી એને બરાબર જોઈ-ઓળખી શકાતી નથી. કદાચ એના હાથમાં કંઈક દાબી રાખેલું છે. સંભવિત છે એની હેન્ડબૅગ કે પર્સ જ હોય. એ એકલી જ છે એટલું સમજી શકાય છે.

એના આછા રતુંબડા વાળનો મોટો અંબોડો દેખાય છે અને એના પર બાઝેલાં વર્ષા-બિન્દુઓમાં વીજળીનો ગર્વ ને પ્રકાશ મૂંગા મૂંગા સ્પષ્ટ તરવરે છે.

શ્યામને એ મોં ફરી જોવા મળે તો સારું એમ મનમાં થયું પણ પેલી મોં આ તરફ ફેરવે ત્યારે તે બને ને? એ તો કોઈ અદશ્ય થાંભલાને અઢેલીને મસ્તની જેમ ખુમારીમાં ઊભી હતી તેમ જ ઊભી છે.

પોતાના હાથમાંનું પરચૂરણ ધીમે ધીમે ગજવામાં સેરવી દઈ, આછું હસતો હસતો શ્યામ બબડ્યો — 'તને ક્યાંક એવે ઠેકાણે જોઈ હતી જ્યાં તું જોઈએ એવી શોભતી નહોતી એથી જ તને અગાઉ ક્યાં જોઈ છે તે જલદી યાદ નથી આવતું. પણ ઊભી રહે, પહેલાં એક વાર હું તને ધારી ધારીને નિહાળી લઉં!' આમ વિચાર્યા છતાં શ્યામમાં તે છોકરી પાસે જવાની હિંમત નહોતી. ટોળામાં લોકોની આડશે જરા વાંકો વળી મારગ કરતો એ આગળ વધતો હતો, અર્ધ ચક્રાકારે ફરતો એ પેલીની સામેની દિશામાંથી, એનાથી ઠીક ઠીક અંતર રાખી આગળ વધી રહ્યો હતો. ભીડથી કંટાળેલા લોકો એની સામે જોઈ રહ્યા હતા પણ શ્યામે એની પરવા ન કરી.

આમ ચાલતાં ચાલતાં એક વૃદ્ધ પંજાબીનો પગ એણે કચરી નાખ્યો, એક છોકરાને વાંસે હાથ મૂકી એને એક બાજુ કર્યો, પાસે પાસે ઊભા રહીને વાતો કરતા બે છોકરાઓને હાથ વડે અળગા કરી એમની વચ્ચે થઈને એ આગળ વધ્યો. શ્યામનું મોં બીજી બાજુ હતું પણ એની આંખો તો પેલીની તરફ જ હતી. લક્ષ્ય એના બરાબર ખ્યાલમાં હતું. ધીરે ધીરે એની આજુબાજુના લોકો ગુસપુસ કરવા લાગ્યા છતાં શ્યામે એની પરવા જ ન કરી. ધીરે ધીરે પેલીના કાનનાં એરિંગથી માંડી એનું આખુંએ સુડોળ વદન શ્યામની આંખની પકડમાં આવી ગયું, અને ત્યારે — ત્યાં એ ઊભો રહી ગયો.

એ ફૂટપાથને કિનારે કિનારે ચાલતો હતો. એના શરીર પર વરસાદના છાંટા પડતા હતા. સૂ... સૂ... સુસવતો પવન એણે ઓઢેલી ચાદરને ધ્વજની જેમ ફરકાવતો હતો. એના કાન ઠરીને હિમ થઈ ગયા હતા છતાં શ્યામે એની પરવા ન કરી. એ કોઈ ચોર યા બિલાડીની જેમ પેલીની તરફ જોઈ જ રહ્યો. એની સમસ્ત ચેતના ઠરીને વરસાદના છાંટામાં — છાંટાના અવાજમાં અને દૂર જતાં હરણાંનાં પગલાંના ધ્વનિમાં જાણે અટવાઈ ગઈ હતી.

શ્યામના લક્ષ્ય — પેલી છોકરી સાથે ઘસાઈને કેટલાક જણ ચાલ્યા ગયા. શ્યામના હાથપગમાં કંઈનું કંઈ થઈ ગયું. કેવી હિંમત! વળી પાછું એને ધ્યાનમાં આવ્યું કે પોતે ઘણા દિવસથી પોતાનું જરાયે ધ્યાન નથી રાખ્યું. દાઢી જેમ તેમ વધી ગઈ છે, માથે જટાળા જોગી જેવા વાળ લઘરવઘર ઊડી રહ્યા છે. પોતે ઓઢેલી ચાદર પણ મેલી દાટ થઈ ગઈ છે. એ અતિશય દૂબળોપાતળો ને અસુંદર લાગે છે. અગાઉ જેવી ખુમારી હવે એનામાં રહી નથી કે હરહાલતમાં વિના ખચકાયે ચાહે તેવી આધુનિકમાં આધુનિક યુવતીઓ પાસે ચાલ્યો જાય. ક્યાં ગયું એનું પેલું કોઈ તરાપા જેવું હળવું ફૂલ વહેતું મન! એ રમતનું જાદુ! હવે એની અંદરથી પેલો — પુલ પરથી જતી ટ્રેનના અવાજ જેવો કોઈ અવાજ જ એને સંભળાય છે. અને એણે પોતાની છાતી ઉપર હાથ મૂકી જોયો. — ના. આ અજાણ્યુ રહસ્ય શ્યામને એ નથી ઓળખતો. એના શરીરમાં, મનમાં જાણે મેઘ-ગર્જના થઈ રહી છે, વીજ ચમકારા કરે છે અને એના સમગ્ર શરીરમાંથી એક અદ્ભુત નીરવ વર્ષા જાણે વરસી રહી છે. એનું હૈયું સભર બને છે, પ્રેમથી તરબોળ બને છે પણ એને સ્પર્શી નહીં શકાય. હવે શરીર-સ્પર્શની વાત હોય નહીં. એ વાતે તો શૂળ ભોંકાય છે.

ઓચિંતી શ્યામની નજર સાથે પેલી છોકરીની નજર ભટકાઈ ગઈ. ભવાં ખેંચીને પેલીએ પળવાર શ્યામ સામે જોયું અને પછી બેચેન બની નજર ફેરવી લીધી. એકાદ ડગલું પાછળ હટીને એ ઊભી રહી. શ્યામ વળી ભીડાભીડમાંથી રસ્તો કરી ફૂટપાથને કિનારે કિનારે ચાલવા લાગ્યો, અને અજ્ઞાતપણે એ વળી પાછો પેલીની સામે આવી ગયો. પેલીએ ફરી એની સામે જોયું અને વળી બેઉની આંખો અથડાઈ પડી. હવે પેલી જરા સળવળી. ઠંડી કે બીકથી એ જરા ધ્રૂજી, એણે મોં ફેરવી લીધું. અસહાયની જેમ એક વખત ચારે બાજુ નજર નાખી. કંટાળાથી હોઠ કરડ્યા, રોષથી ધરતી પર પગ ઘસ્યા.

એકાએક શ્યામને ભાન થયું કે એની ચારે બાજુ એકદમ નીરવતા પ્રસરી ગઈ છે. ઘણા ટીકીટીકીને એના તરફ જોઈ રહ્યા છે — વાતો બંધ કરી પાછું વાળી એના તરફ જ તાકી રહ્યા છે, પેલી છોકરી તરફ આંખો માંડીને જોઈ રહ્યા છે. બધાનાં મોં પર એક કૌતુક છે. શ્યામ અત્યંત ચોંકી ગયો. એના હાથપગ ધ્રૂજવા લાગ્યા. એણે પોતાની તરફ જોયું—'મેં શું કર્યું છે? શું કર્યું હતું આટલી વાર સુધી મેં?'

ચોંકી ગયેલા શ્યામે તરત પોતાનું મોં ફેરવી લીધું. એના ચહેરા ઉપર ગરમાગરમ લોહીનું જાણે એક ઝાપટું ફરી વળ્યું. અપમાનથી એની કાયા ધ્રૂજી ઊઠી. ઉતાવળો ઉતાવળો ફૂટપાથ છોડી વરસતા વરસાદે એ ઉઘાડા માર્ગ પર નીકળી પડ્યો — ચાલવા લાગ્યો.

એ પછી ચારે બાજુ હરણાં જ હરણાં. બસ, ગણ્યાં ગણાય નહીં એટલાં અગણિત અદૃશ્ય હરણાં દોડી રહ્યાં હોય એવો એમનો પગરવ સંભળાતો હતો. જેટલે દૂર નજર પહોંચી શકે તેટલે સુધી વરાળનાં બિન્દુ જેવાં જળબિન્દુઓ અને અરધુંપરધું અંધારું ચારે બાજુ છવાયું હતું, જાણે મેદાન અને દશે દિશાઓ કોઈ ભેદી રહસ્યમય પ્રદેશ હોય એમ જણાતું હતું. શ્યામ કોઈનેય ખલેલરૂપ થયા વિના, અશાતા ઉપજાવ્યા વિના નિરાંતે ચાલ્યો જતો હતો. એના માથા ઉપરથી, ગાલ પરથી, દાઢી ઉપરથી વર્ષાના પાણીના પાતળા રેલા કરમિયાની જેમ વહ્યા જતા હતા. ઠંડીથી એ ધ્રૂજતો હતો તેમ છતાં એને પોતાની અંદર ગરમ રુધિરનો સંચાર સ્પષ્ટ જણાતો હતો. એના હૈયામાં ઊથલપાથલ મચી ગઈ. એના મગજમાં એક વેદનાદાયી પ્રશ્ન રહી રહીને જાગતો હતો — 'તું કોણ છો? — તું કોણ છો?'

અને એકાએક એને યાદ આવ્યા બે કમનીય હાથ, ટેલિફોનથી કાઉન્ટર પરની નોટબુક સુધી ફરતા — ફરી રહેલા અને ફર્નિચરના પૉલિશમાં પોતાની છાયા ઉપસાવતા બે સુંદર હાથ — લીલા!

— 'અરે!' કરતો એ હસી પડ્યો. હા, લીલા જ! હાય ઈશ્વિર! તારે માટે જ આ વરસતા વરસાદમાં હું બહાર નીકળી પડ્યો છું ને! એટલા ખાતર જ શરીરને ઠંડીનો ભોગ બનાવ્યું ને!

અને ઓચિંતાના બેઉ હાથ ઊંચા કરી પાગલની જેમ એ વારંવાર મનોમન હસ્યો ને બોલ્યો કે — 'બરાબર, જીત તારી થઈ, હું હાર્યો.' ને ઘણા દિવસ પછી હવે પોતે જીવે છે — જીવી રહ્યો છે એવું ભાન થયું. એને પોતાની અંદરથી — કોઈ

કારખાનું ચાલતું હોય તેવો — મશીનો ચાલવાનો અવાજ સંભળાવો શરૂ થયો, એને થયું પોતે આબાદ છે, એકદમ સહીસલામત છે.

તે દિવસે રાત્રે પથારીમાં પડ્યા પડ્યા અડધીપડધી ઊંઘમાં એણે ઓશીકા ઉપર કંઈક નામ લખ્યું. પછી એના પર નાક ઘસ્યું, હસ્યો—'લીલા ! આ...હા...!'

# 10

પોતાની જાતને છુપાવી રાખવાનો કંઈ જ પ્રયત્ન એણે કર્યો નહીં. જાહેર માર્ગ ઉપર દિવસના તડકામાં એક થાંભલાને અઢેલીને એ ઊભો હતો, પાસે જ કાચનો મોટો દરવાજો હતો. એણે આંખેથી તડકાનાં ગૉગલ્સ ઉતાર્યાં. શરૂ શરૂમાં કંઈ બરાબર ન દેખાયું. બપોરના ત્રણના આકરા તાપથી આંખો અંજાઈ ગઈ હતી. એણે હાથ વડે તેજવું કર્યું તે પછી છાયાચિત્ર જેવી ધૂંધળી લીલા નજરે પડી. કાઉન્ટરની પેલી બાજુએ એ હતી. પ્રથમ નજરે તો શ્યામ એને ઓળખી ન શક્યો. લીલાનાં મોં-આંખ ઝાંખાં ઝાંખાં દેખાતાં હતાં. લીલાની પાછલી બાજુએ ફ્લોરેસેન્ટ લાઇટ જલતી હતી. પછી ધીરે ધીરે દેખાયા પેલા બે સુડોળ ને સુસંવાદિત આપમેળે કામ કર્યે જતા કમનીય હાથ. લીલાએ કપાળ પરથી એક લટ જરા સરખી કરી. જમણા હાથે પેન્સિલ પકડી, ડાબા હાથમાંનું રિસીવર કાને મૂક્યું. એ થાકેલી જણાય છે. એની આંખમાં ઊંઘ દેખાય છે. છતાં એ ઘેરા મીઠા સાદે ઉત્તર આપે છે — 'હે...લ્લો...' ભમર ઊંચી કરી એ એના ભાતભાતના પ્રશ્નકર્તાઓની સાથે વાતો કરે છે. હસે છે, એમની રમૂજ-મશ્કરીના વળતા જવાબો આપે છે, આમ છતાં શ્યામ એને આ દુનિયાની ચાલુ છોકરી માની શકતો નથી — કોઈ પણ રીતે તેમ વિચારી શકતો નથી — જાણે એ માત્ર ખાવા-પીવા કે પહેરવા-ઓઢવા માટે, માત્ર ઊંચું પદ પામવા કે વધુ સંગ્રહવૃત્તિથી જ આ કામ કરે છે. એવું નહોતું જણાતું કે એ કોઈ એક નામ કે પરિમિત ઓળખાણના વર્તુળમાં જ બંધાયેલ છે.

શ્યામ જરા પાછો હટી થાંભલાને અઢેલીને ઊભો રહ્યો. એકદમ નિરાંતે ઊભો રહ્યો. એના મોં પર આછું હાસ્ય છે. એની સામેથી ભૂતાવળની જેમ

માનવીઓ છાયાની જેમ પસાર થઈ જાય છે — જેનું કંઈ અસ્તિત્વ જ નથી, જે અભરાઈ પર રાખેલાં પુસ્તકો કે હેંગર પર ટાંગેલાં વસ્ત્રો જેવાં છે. ચારે બાજુનો એક પણ ધ્વનિ એને કાને પડતો નથી, જાણે એ કોઈ વિજન શીતળ ઓરડામાં ઊભો છે. સામેનું કાચનું બારણું ઠેલીને લોકો આવે-જાય છે. પરંતુ શ્યામ એ બાજુ નજર સરખી કરતો નથી. બે ભિખારી આવીને એની પાસે લાંબો રાગડો તાણી ગયા પણ એ સ્ત્રીઓ હતી કે પુરુષો હતા તેની એને ખબર નથી. ગજવામાંથી કાઢીને પૈસા આપી દીધા એટલું જ. શું આપ્યું ને કોને આપ્યું એ જોવા-જાણવાની પરવા એણે કરી જ નથી. આટલી વારમાં એક વખત પણ એણે ઘડિયાળમાં નજર નથી કરી. કેટલા વાગ્યા એ પ્રશ્ન એને આવ્યો જ નથી. એને એ બધું પાર્થિવ લાગ્યું. એને થયું એ ત્યાં માત્ર બે પગના જોરે જ નથી ઊભો, એની અંદર કોઈ શિશુનો જન્મ પહેલાંનો સળવળાટ થતો હતો, એની ચાદર નીચે એનું આખુંયે શરીર ભારે બની રહ્યું છે. એની માંસપેશીઓ લોખંડી બની ગઈ છે. અવારનવાર એના જડબાનાં હાડકાં ફૂલીને દડા જેવાં થઈ જાય છે અને ધીમે ધીમે એના અંતરના ઊંડાણે મૂકપણે વર્ષા થઈ રહી છે ને દોડતાં હરણોનાં ટોળાંનો પગરવ સંભળાય છે. એને થાય છે કે એ આબાદ રીતે ઊગરી ગયો છે.

લીલા એનું કામ કર્યે જાય છે, બસ, કામ જ કર્યા કરે છે. એના બે હાથ અવિરત અહીંથી તહીં ફર્યા કરે છે, એના હોઠ જાણે નિરંતર ફફડ્યા કરે છે, જાણે એ બોલ્યા જ કરે છે, શ્યામને કંઈ જ સમજાતું નથી છતાં એને થાય છે કે લીલા જે બોલી રહી છે તે એ સમજી શકે છે — હા, હું જાણું છું તું શું કહેવા માગે છે તે! કે જુઓ, હું આજ સુધી એકદમ સુરક્ષિત રહી છું, હજુયે હું પુખ્ત વયે પહોંચી નથી. જીવન હજુયે મારે માટે અત્યંત રહસ્યમય છે. હું ચાહતાં શીખી છું, હું પ્રેમ…!

અવારનવાર એની અન્યમનસ્ક નજર સામેના માર્ગ પર પણ ફરી વળતી. કદાચ એક પળમાં કોઈનો કાળો કોટ કે વૃક્ષનાં થોડાંક પાંદડાં, એકાદ-બે કાગડા કે ભીંત પર ચોંટાડેલી વિરાટ સરઘસની જાહેરાત એ જોઈ લેતો. એ રાહ જોઈ રહ્યો. આ ભીડમાં, આટલા બધાની હાજરી વચ્ચે શું તું એક વાર પણ મારા તરફ નહીં જુએ!

શ્યામને લાગ્યું જાણે ધીરે ધીરે અજવાળું ઓસરી રહ્યું છે. અંધારું થઈ ગયા પછી લીલા નહીં દેખાય, પણ ત્યારે અજવાળા ઓરડામાં લીલા વધુ

સ્પષ્ટપણે નજરે પડશે. એ હસતો હસતો ત્યાં જ ટટ્ટાર ઊભો રહ્યો. કદાચ કંઈ જ ન બને. કદાચ મોટા ધડાકા જેવું કંઈક થાય પણ ખરું! એને કંઈ જ ખબર નથી.

લીલાના મોંની આડે એક માણસ કાઉન્ટર ઉપર જરાક ઝૂકયો ને સરી ગયો. એક લંબૂસ એની સામેના રસ્તા પર ઊભો ઊભો સિગારેટ ચેતાવતો હતો. ફરી થોડીક વાર લીલા ન દેખાઈ. શ્યામને મન થયું આઠ ફૂટ ઊંચો બની જાઉં. કદાચ એની એ ઇચ્છાના અનુસારે જ પેલો લંબૂસ ત્યાંથી ઝટ વિદાય થઈ ગયો. શ્યામ જરાક ચમકયો, 'કોણ મીનુ?' પણ બીજી જ ક્ષણે એણે સામે લીલા તરફ આંખો ફેરવી. લીલાની ચારે બાજુ અજવાળું વધતું હતું તેમ તેમ શ્યામની આજુબાજુ અંધારું વધતું જતું હતું.

હવે જરાક વારમાં અંધારું શ્યામને ગળી જાત. એ જ સમયે નોટબુક ઠેકાણે મૂકવા જતાં કંઈ આડું આવતાં ડાબા હાથે ટેલિફોન ઉપાડી મોં પાસે રિસીવર લાવતાં લીલાની નજર શ્યામ પર પડતાં જ એ થંભી ગઈ. એક ક્ષણમાં એ જાણે પાષાણ જેવી બની ગઈ. એ જરા ઉઘાડા મોંએ શ્યામ તરફ જોઈ જ રહી. ચીસ પાડતાં પહેલાં બને છે તેમ બીકથી એનો હાથ આપોઆપ મોં આડે આવી ગયો. જાણે એ હમણાં જ અહીં લોકોનું ટોળું ભેગું કરી મૂકશે. થોડીક ભયંકર પળો એ શ્યામની છાયા જેવા આકાર તરફ ટીકી રહી, પછી એના હાથે શિથિલ થઈને ફરી કાઉન્ટર પરથી પીળી પેન્સિલ ઉપાડી અને આંખો મીંચી, દાંત ભીંસી એણે ટેલિફોનમાં વાતો કરી.

પરંતુ આ બધાથી શ્યામ લેશ પણ વિચલિત ન થયો. એ આછું હસ્યો. એના શરીરમાંથી ચાલુ કારખાના જેવો અવાજ આવતો હતો. એ આબાદ બચી ગયો છે! એણે છાતી પર હાથ મૂકયો. અંદરથી એવો અવાજ સંભળાયો જાણે કોઈ રહસ્યમય રેલગાડી દૂર દૂરના કોઈ પુલ પરથી પસાર થઈ રહી છે.

લીલાના હાથમાં હવે સ્વાભાવિકતા નહોતી. એણે ટેલિફોન યંત્રવત્ મૂકી દીધો અને એ કાઉન્ટર ઉપર ઝૂકી પડી. પરાણે નીચા નમાવેલા મોં પર અને એની ડોકના વળાંકમાં અહંકાર અને અવગણના ઊપસી આવતાં હતાં. શ્યામે એ જોયું અને એને દુ:ખ થયું કે આજે પણ પોતે સરખી રીતે તૈયાર થઈને બહાર નથી નીકળ્યો. જો એ બરાબર તૈયાર થઈને નીકળત તો લીલા એને ઓળખી જ ન શકત. ગાલ પર વધી ગયેલી રુક્ષ દાઢી, ઓઢેલી મેલી ચાદર, ધોતિયું ને પગમાં ચંપલવાળી આ મુદ્રા એની વિધાત્રી જેવી હતી. લીલા પાસે એને આ રીતે જ આવવા સર્જ્યું હશે! શ્યામ જાણે છે — બીજા વેશમાં લીલા એને અનેક અન્ય

જનોમાંનો જ એક ગણી લેશે. લીલા પેન્સિલ સખત હાથે પકડશે નહીં. આંખો મીંચશે નહીં. મોં નીચું નહીં ઢાળી દે. શ્યામ આ જાણે છે.

ધીરે ધીરે લીલાની મુદ્રા સ્વાભાવિક બની. એની સુસ્તી ઊડી ગઈ. એ ફરી હસી નહીં કે ફરી પછી એકાદ વાર પણ એણે શ્યામ તરફ જોયું નહીં. અવાર-નવાર એ તીરછી નજરે બારણા તરફ નજર નાખતી હતી કે બારણું ઠેલી શ્યામ અંદર તો આવી નથી રહ્યો ને?

શ્યામે સ્મિત કર્યું. એ જ્યાં ઊભો હતો ત્યાં તેમ જ ઊભો રહ્યો. અવાર-નવાર માત્ર શરીરનો ભાર એક પગ પરથી બીજા પગ પર નાખવા પૂરતો ફેરફાર એનામાં થતો દેખાતો હતો.

અંધારું થવા આવ્યું, શ્યામના માથા ઉપર દર્પ કરતો પ્રકાશ થયો. રસ્તા ઉપરની સુધરાઈની રોશની થઈ ગઈ. શ્યામની સામે ઊભો ઊભો એક ઠિંગુજી એને દાણ-ચોરીની એક કીમતી પેન ખરીદવા આગ્રહ કરી રહ્યો હતો. શ્યામે માથું ધુણાવ્યું. હકીકતમાં એણે પેલાની વાત ઉપર જરાયે ધ્યાન જ આપ્યું નહોતું — એનો એક શબ્દ પણ એણે સાંભળ્યો જ નહોતો.

ધીરે ધીરે ચારે બાજુ ભીડ વધ્યે જતી હતી તે એણે જોયું. ઑફિસો છૂટ્યા પછીની ભીડ. હવે એને અહીં આ રીતે ઊભો રહેલો જોઈને ઘણા અવાક થશે. કોણ જાણે એ સૌમાં પેલી વરસાદવાળી સાંજવાળા એકાદ-બે જણ પણ હોય, જેઓ એને અને લીલાને ઓળખી શકશે — શ્યામ આછું હસ્યો છતાં એ ઊભો જ રહ્યો.

શ્યામ બરાબર જોઈ શકતો હતો કે લીલાએ ધીરે ધીરે હાથમાંનું કામ પૂરું કરી નાખ્યું છે. કામના કાગળો સરખા ગોઠવી બાજુએ મૂક્યા, પછી થોડી વાર એ ચૂપચાપ બેઠી રહી. કદાચ દ્વિધામાં પડી હશે. હવે એ બહાર નીકળશે, એ ઊઠીને ઊભી થઈ. એકાએક એની પીળી સાડી પ્રકાશમાં ઝગમગી ઊઠી. સાડીનો પાલવ લીલો, બ્લાઉઝ લીલું. ઊંચી ખુરશી પરથી નીચે ઊતરતાં જ એ ઠીંગણી લાગવા માંડી. એ થાકેલી જણાતી હતી. કપાળ પર આવેલી વાળની લટ સરખી કરતાં ધીમે પગલે એ કાઉન્ટરની બહાર નીકળી. તે પછી એ દેખાઈ નહીં.

થોડી વાર પછી કોઈ છાયા જેવી એ બારણું હડસેલી બહાર રસ્તા ઉપર આવી. એની સાથે ખાખી કપડાંવાળો પટાવાળો પણ છે સાવચેતી માટે. એ પટાવાળો લીલાની બાજુએ જ ચાલતો હતો. શ્યામે એની પાછળ પાછળ ચાલવા માંડ્યું. જરા અંતરેથી એણે જોયું કે લીલા અને પેલો પટાવાળો બહુ ઉતાવળી ચાલે

ચાલે છે. પટાવાળાએ એક ટૅક્સી ઊભી રખાવી અને જરાયે પાછું જોયા વિના લીલા ટૅક્સીમાં બેસી ગઈ ને પલકારામાં ટૅક્સીના અંધારામાં ઓગળી ગઈ. આ બધું એટલી ઝડપથી પતી ગયું કે શ્યામ એની તંદ્રામાંથી જાગી ન શક્યો અને ગમારની જેમ ઊભો ઊભો એ જોતો જ રહ્યો. એના ચહેરા પર એ જ મૃદુ હાસ્ય હતું, એના શરીર આખામાં એ જ કોમળતા હતી.

રાતે વાળુ વખતે પાછા મિત્ર ભેટી ગયા. વાતો ચાલી. મિત્ર કહેતા હતા — 'હવે તો ઑટોમેશન આવી રહ્યું છે. મશાય, અમને ઑપ્શન આપે છે કે કાં તો વહેલા જ નિવૃત્તિ લઈ લો. કંપની સારી એવી રકમ કમ્પનસેશન તરીકે આપશે. એટલે વિચારું છું કે નિવૃત્ત જ થઈ જાઉં. હવે આટઆટલી મજૂરી કોને માટે કરવી એ જ સમજાતું નથી!'

શ્યામ બેધ્યાનપણે હસ્યો.

મિત્રે આગળ ચલાવ્યું — 'મારી નોકરીને પંદર વર્ષથી વધુ થઈ ગયું' — અને જાણે પોતાને નોકરીમાં આટલો સમય થઈ ગયો એની ખબર ન રહી એમ એ થોડી વાર થંભી ગયા પછી જરા હસીને કહે — 'સર્ટિફિકેટમાં ભલેને ઉંમર ગમે તેટલી જણાવી હોય પણ હવે હું લગભગ ચાળીસે તો પહોંચ્યો જ છું ત્યાં અત્યારથી જ હું મને ડોસા જેવો લાગું છું. ઑફિસમાં કામમાં હોઉં ત્યાં સુધી એવું લાગે કે બહાર પુષ્કળ પ્રકાશ ને હવા છે, જાણે આનંદનો મહોત્સવ ચાલી રહ્યો હોય એવું વાતાવરણ છે. પણ બહાર નીકળ્યા પછી વખત કેમે કર્યો વીતતો નથી. અગાઉ ફૂટબૉલની મૅચ જોવા જવાનો શોખ હતો, થોડોએવો ગંજીપો પણ રમતો, પણ હવે એમાંયે થાક લાગે છે. ઘણા દિવસથી કંઈ પુસ્તક કે છાપાં પણ જોયાં નથી! અવારનવાર માત્ર જ્યોતિષનાં થોથાં ખોલું ને મારી હથેળીમાં જોયા કરું ને હસું છું.' — આટલું કહેતાં કહેતાં જરા વધુ લળીને એમણે કહ્યું — જરા ધીમા સાદે — 'વિશ્વાસ રાખજો મશાય, મારા હાથની રેખાઓ ઘણી સારી હતી, મનની સનલાઇન અને બૃહસ્પતિનો માઉન્ટ' — કહેતાં કહેતાં મિત્રે એનો જમણો હાથ પ્લેટની કોરી બાજુએ મૂકી પોતાની હથેળી બતાવી — 'જુઓ! જુઓ!'

શ્યામે મિત્રનો ખાડા-ટેકરાવાળો હાથ મોટા જાડા નખ અને માછલીના રસાવાળી કાળી હથેળી તરફ જોઈને કહ્યું—'વાહ!'

મિત્ર હસ્યો — બોલ્યો — 'આવા હાથને કારણે જ વિશ્વાસ હતો કે ભાગ્યને બળે આગળ વધીશ. એ ઉપરાંત કાચબાની પીઠ જેવી મારી હેડલાઇન જુઓ.

શુક્રનું સ્થાન સરસ છે. હાથમાં પ્રેમની રેખાઓ પણ સ્પષ્ટ છે—લવમૅરેજ.' —અને હોઠ મરડી હસતાં હસતાં એમણે આગળ ચલાવ્યું—'પરંતુ એકેય વાત ખરી નથી પડી. ચાળીસમે વર્ષે હું રિટાયર થવા વિચારું છું. પછી મારે ગામ ચાલ્યો જઈશ. ત્યાં એક પોલ્ટ્રી ખોલીશ. ઈંડાં ને મરઘાં વેચીશ. કેમ શું કહો છો?'

શ્યામ જવાબમાં માત્ર થોડું હસ્યો.

જરા માથું હલાવી મિત્રે આગળ ચલાવ્યું—'અથવા રમતો જોગી બની જાઉં એવુંયે બને. કંઈ નક્કી નથી કર્યું. બદ્રીકેદાર ને કાશીધામ ફરી આવીશ. નાનપણથી બધે ફરવાનું ને બધું જોવાનું બહુ મન હતું પણ કોણ જાણે હાવડાનો પુલ વટાવીને પેલે પાર જવાની વાત આવતાં જ આળસ આવી જતું. રેલગાડીમાં પગ મૂકયે કેટલાંય વરસ થઈ ગયાં!

બહાર નીકળ્યા પછી પણ મિત્રે શ્યામનો કેડો ન મૂક્યો. એણે કહ્યું—'ચાલો ઘણે વખતે આજે દિલ હળવું થયું છે. જરા આંટા મારીએ રસ્તા ઉપર. રાત્રે વાળુ પછી આંટા મારવા જરૂરી છે.'

આંટા મારતાં મારતાં મિત્રે શરૂ કર્યું—'જીવનને ખરી રીતે જોવું-જાણવું હોય તો પહેલાં ઘરમાં દીવાસળી ચાંપી દેવી પડે છે, મશાય. ઘરમાં હોઈએ એટલે માત્ર ભાર, ભાર ને ભાર જ લાગ્યા કરે. હું માત્ર ટ્રન્ક ને બૅગ પર હાથફેરો કરતો રહું. બારી-બારણાં હલબલાવી જોઉં. નાહકની ચિંતાના રાફડા ઊભા કરું છું. જ્યારે ખરી રીતે તો મારે ચિંતા કરવા જેવું કંઈ છે જ નહીં. આપણા રામ તો એકલિયા, ભાઈ નોકરી કરે છે, બહેન પરણી ગઈ છે. ઘરડાં માબાપ છે જ નહીં. છતાં આ ઘરની માયાએ મને ફાંસો દીધો છે, એની માયા બહુ મોટી છે.'—આટલું કહી એક ઊંડો નિસાસો મૂકી ચાદર સરખી રીતે શરીરે વીંટાળતાં મિત્રે કહ્યું—'મનમાં હતું કે ઘરને હંમેશ આવું અડવું નહીં રાખું... હા... હા... ફળફૂલથી ભર્યું ભર્યું રાખીશ એમ મનમાં હતું. પરંતુ...'

ગોલ પાર્ક સુધી જઈ બંને જણ ગડિયાહાટ તરફ ફરીને પાછા ફર્યા. પડખોપડખ ચાલતાં મિત્ર જ બોલ્યે જતા હતા—'જુઓ, ઑટોમેશન તો આવી પણ ગયું. હવે જડ યંત્રોના હાથમાં કામ ભળાવી આળસુ લોકોને છૂટા કરવામાં આવશે. આટલે વખતે સમજાયું કે હકીકતમાં કામ કરવાનું કામ તો યંત્રોનું જ છે, માણસોનું નથી.'

શ્યામ હસ્યો. બેધ્યાનપણે હસ્યો.

—'વિધવા થવામાં પણ મને વાંધો નહોતો મશાય, હું માત્ર કોઈ શાંત શિષ્ટ વ્યક્તિને ઝંખતો હતો. એની ઉંમર, જાતિ, રૂપ કંઈ જ મારે જોવું નહોતું, પણ મોઢું ખોલીને કંઈ બોલી શક્યો નહીં. બહુ શરમ આવતી હતી. પરણવાનો વિચાર કરતો થયો જરા મોટો થયા પછી જ. અગાઉ તો એની જ વાત વિચારતો. મન એના રટણમાં જ પરોવાયેલું હતું જ્યારે એ મને સોગંદ આપીને જાતે જ ચાલી ગઈ... જિંદગી બહુ લાંબી છે, શું કહો છો? એટલે યોગ્ય ઉંમરે ન પરણ્યો અને હવે આ ઉંમરે કોઈને કેમ કહેવાય કે મારે પરણવું છે! કહું કહું કરું છતાંય રહી જાય. કહી ન શકાય. શરમાઈ જાઉં છું.'

ગડિયાહાટ પાસે શ્યામે મિત્રની વિદાય લીધી. મિત્ર એની સાથે ખુશ-નાખુશ જણાતા હતા. છૂટા પડી આગળ જવા મિત્રે પગ ઉપાડ્યા પરંતુ તુરત પાછા વળીને બોલ્યા — 'પરંતુ મને તદ્દન અસહાય ન માનશો હોં મશાય. હું એકદમ નિઃશસ્ત્ર નથી. ઘણા દિવસથી મારી જાતને મેં શસ્ત્રસજ્જ કરી રાખી છે. હા...હા...સમયસર જ મેં જરૂરિયાત મુજબની ઊંઘ માટે તૈયારી રાખી છે. સ...ત્ત...ર ગોળીઓ, પૂરેપૂરી સત્તર ગોળીઓ મારી પાસે છે. માને ઊંઘની તકલીફ હતી ત્યારે છાની-માની ચોરીને રાખી લીધેલી, ક્યારેક કામ લાગશે એ વિચારે. અવારનવાર એ ગોળીઓની શીશી આમતેમ ફેરવીને જોઈ લઉં છું. મનમાં નિરાંત થાય છે. વધુ બીક નથી લાગતી...હા...હા...' — અને પછી એકદમ ધીમા સાદે —'તમારે જરૂર હોય તો કહેજો, છે એટલી આપણા બે માટે પૂરતી છે. ઠીક લાગે તો બીજા એકાદ-બેને પણ કહેજો, હું ફરી આપીશ. હા.. હા...'

—'કહીશ, મારે જરૂર પડશે...' શ્યામે સહેજ હસીને કહ્યું.

—'ભલે.' કહી મોં ગંભીર કરી મિત્રે ચાલતી પકડી.

શ્યામે આઘે જઈને જોયું તો કથ્થાઈ ચાદર વીંટાળીને મિત્ર રોશનીના અજવાળામાં કોઈ પાગલ રીંછની જેમ જોશભેર ચાલ્યા જતા હતા, એમણે ભેગી કરેલી પેલી ઊંઘ માટેની સત્તર ગોળીઓ તરફ. પાછળથી એને સાદ પાડવાનું મન શ્યામને ન થયું. શ્યામે એને ચાલ્યા જવા દીધા.

# 11

બરાબર બપોર થયે ઘરને તાળું મારી શ્યામ બહાર નીકળી પડ્યો. દાદર પાસે આવી એણે સિગારેટનું પૅકેટ ઉઘાડીને જોયું તો છેલ્લી સિગારેટ બાકી હતી. એ ચેતાવી ખાલી પૅકેટ ફગાવતાં એણે ડાબા પગે એક આબાદ શૉટ કર્યો. ખાલી પૅકેટ રેલિંગ ઉપર થઈ સામેની ભીંત સાથે અફળાઈ દાદરના વળાંકના નાના ચોકમાં પડ્યું. શ્યામ મનોમન હસ્યો... ગો... ઓ... લ ! રેલિંગ પર ઝૂકી સમતુલા જાળવી અને પછી દાદરના સુંવાળા કઠેડા પરથી હાથ લપસાવતો લપસાવતો એ દાદર ઊતરવા લાગ્યો. એણે પગ વડે પેલા ખાલી પૅકેટને ફરી પાસે ખેંચ્યું અને એની સાથે ઇન... આઉટ... ઇન આઉટ મનમાં ને મનમાં બોલતો એ નીચે ઊતરી રહ્યો હતો. એના હૈયામાં ત્યારે ઘણાં સંભારણાં, અનેકાનેક દૃશ્યો ને પુષ્કળ વાતો છલકતી હતી. એ બધું એના માથામાં સળવળી રહ્યું હતું. કાચબાની પીઠ જેવું ઢોળાવદાર હરિયાળું મેદાન અને એક સફેદ બૉલ અને એ જાણે દોડ્યે જ જાય છે, બસ, દોડ્યે જ જાય છે... એ નહીં જેવું હસે છે, શ્વાસ લે છે ને પાછો પગથિયાં ઊતરવા માંડે છે.

જાહેર માર્ગ પર આવી એ એસ્પ્લેનેડની બસમાં બેઠો, ને નિયત સ્ટેન્ડે ઊતરી એની નક્કી કરેલી જગ્યાએ લૅમ્પ પોસ્ટ નીચે જઈને ઊભો રહ્યો. એણે આંખ પરનાં ગૉગલ્સ ઉતારી નાખ્યાં ને આછું હસ્યો.

લીલા ધૂંધળી ધૂંધળી દેખાવા લાગી. ઊંડા પાણીમાંથી માછલી જેમ ધીરે ધીરે ઉપર આવે તેમ ધીરે ધીરે એના કામમાં પરોવાયેલા કમનીય હાથ દેખાવા લાગ્યા. ગોળ મજાનું મોં, કપાળઢંક વાળ. આજે એણે ધોળું બ્લાઉઝ પહેર્યું હતું, માથે વાળ ઊંચા લઈને મોટો અંબોડો લીધો હતો.

શ્યામ જેવો ત્યાં આવીને ઊભો એવી જ એની ને લીલાની આંખો મળી, પણ આજે લીલા ચોંકી ન ગઈ, એનું મોં આજે ભયથી પહોળું ન થઈ ગયું. ઊલટાના એના બેઉ હોઠ બિડાઈ ગયા, ભવાં જરા ખેંચાયાં. એનું જડબું જરા સખત થયું. અને પળવારમાં એ મોં ફેરવી પોતાના કામમાં પરોવાઈ ગઈ.

આવું જ થશે, આવું જ થાય, એની શ્યામને ખાતરી હતી. એ આછું હસીને ત્યાં ઊભો જ રહ્યો. ધીરે ધીરે એને એની ચારે બાજુ, આવતા-જતા લોકો

— બધું જ જાણે કોઈ ભેદી છાયા નીચે ઢંકાઈ જતું લાગ્યું. સમયનું ભાન જાણે એ ગુમાવી બેઠો અને માત્ર પેલો રેલગાડીના ધ્વનિનો, હરણાં દોડતાં હોય એવો આભાસ થયો. એક નીરવ વર્ષાએ જાણે એના હૈયાને ભીંજવી નાખ્યું, એના શરીરના ઊંડાણે જાણે ધીર-ગંભીર મેઘ ગુંજી ઊઠ્યો.

જંગલી જેવો કોઈ માણસ લીલા સાથે વાત કરતો જણાયો. એ માણસે જાડું ગરમ પૅન્ટ અને ધોળું સ્વેટર પહેર્યું છે. એ અત્યંત સભ્ય રીતે હસે છે. પરંતુ એના હસવાનો અર્થ શ્યામ સારી રીતે જાણે છે. એ જુદી જુદી રીતે લીલાને ભોળવવા માગે છે. લીલાના વદન પરનો મૃદુ ભાવ એ કહી આપે છે. લીલાની આંખો એ કોઈ સ્વપ્ન જોતી હોય એવી લાગે છે. કામમાં વ્યસ્ત એના બેઉ હાથ થોડી વાર માટે કાઉન્ટર ઉપર એમ ને એમ રહી ગયા. લીલાના હોઠ ઉપર એક પરાણે દાબી રાખેલું હાસ્ય દેખાય છે! એને લાગે છે જાણે અત્યારે એની આજુબાજુમાં કોઈ જ નથી એટલે થોડી પળો એને નિરાંતની મળી ગઈ છે. ટેલિફોન પણ રણકતો નથી, અથવા એ ઉપાડતી જ નથી. જવાબ જાણી-જોઈને આપતી નથી.

પેલા જંગલી જેવા માણસને પોતે ક્યાંક જોયો છે એવું શ્યામને લાગ્યું. હં, આ તો હું જેનો પીછો કરતો હતો તે જ. એ બદમાશની હાજરી અહીં શા માટે? શ્યામને કંઈ સમજાયું નહીં, એ મનમાં ને મનમાં આર્તનાદ કરી ઊઠ્યો. 'આની સાથે ન બોલતી. એની સાથે વાત ન કર. શી જરૂર છે એવાની સાથે વાતો કરવાની? તારું મોં ફેરવી લે. તારા કામમાં પરોવાઈ જા. ક્યારથી તારો ફોન રણકે છે. રિસીવર ઉપાડ, એને જવાબ દે, જો, બહાર સંધ્યા થવા આવી છે. જલદીથી તારું કામ પતાવી લે. એની સામે ભવાં ખેંચીને એને સંભળાવી દે કે — ચાલો, હવે આવજો, મને મારું કામ પૂરું કરવા દો અથવા એથીયે વધુ સખત અવાજે કહી દે — એને ત્યાંથી કાઢી મૂક. ઇશારો કરી મને બોલાવ. હું અંદર આવી હાથ ઝાલી એને બહાર કાઢીશ. હું એને ઓળખું છું, એ ભીડમાં લોકોનાં ખીસાં પર નજર રાખે છે. કોઈનેય ખબર ન પડે એવી સિફતથી યુવતીઓનાં વક્ષસ્થળ પર હાથ ફેરવી લે છે. એની સાથે વાતો ન કર. તું મૂંગી બની જા. એની સાથે તારે શો સંબંધ છે? તને ખબર છે હું અહીં ઊભો ઊભો તારી તરફ જોઈ રહ્યો છું?

કદાચ ટેલિફોન રણક્યો. જરા લળીને લીલાએ ફોન ઉપાડ્યો, કાને લીધો, જમણા હાથે પીળી પેન્સિલ કાઉન્ટર પર ટપકારતાં ટપકારતાં એ પેલા તરફ જોતી મીઠું હસતી હતી. પેલાએ સ્વેટર બે હાથે ખેંચી સરખું કર્યું. એ કાઉન્ટર

ઉપર જરા ઝૂકયો. એણે ટેલિફોન તરફ હાથ લંબાવ્યો, લીલાએ માથું ધુણાવ્યું, એ જરા પાછળ ખસી ગઈ ને હસી.

શ્યામને સમજાયું. લીલા અને પેલો પોતપોતાની રમતમાં હતાં. શ્યામના આખાયે શરીરમાં કંપારી આવી ગઈ. એને પોતે ભાન ગુમાવી બેસશે એવું લાગ્યું. કેવો હિંમતબાજ છે પેલો બદમાશ! એવો માણસ તો માત્ર પાસે ઊભો રહીને, કેવળ વાતો વડે જ, અરે, માત્ર આંખોથી એક દૃષ્ટિ કરીને પણ લીલાની પવિત્રતાનો નાશ કરી શકે.

અને શ્યામ આ બધું જોઈ રહ્યો છે એ જાણવા છતાં લીલા પેલા સામે ભવાં ખેંચતી નથી, અથવા કોણ જાણે કદાચ એ શ્યામ પર વેર વાળી રહી હોય!

ડગલું ડગલું કરતો શ્યામ આગળ વધ્યો. પોતે શું કરી રહ્યો હતો તેનું કદાચ એનેય ભાન નહીં હોય. બારણાની એકદમ નજીક જઈ એ ઊભો. કાચ ઉપર એના લાંબા દૂબળા લઘરવઘર વસ્ત્રોવાળા ચહેરાની છાયા પડી. એના શ્વાસના સ્પર્શે કાચનો થોડોક ભાગ ધૂંધળો બની ગયો. એ વેધક નજરે અંદરની બાજુએ જોઈ રહ્યો. પછી એ હળવું હસ્યો. ડગલું ડગલું કરતાં પાછળ હટ્યો. ને પાછો લૅમ્પ પોસ્ટને અઢેલીને નિરાંતે ઊભો રહ્યો. ત્યાં ઊભા ઊભો એ પેલા તરફ શાંતિપૂર્વક જોઈ રહ્યો. આંખો વાટે જ એ એને ચેતવતો હતો કે—'સાવચેત રહેજે. હું અહીં ઊભો છું.'

અંદરથી પેલાએ ક્ષણવાર એની સામે જોયું ને પછી બેચેનીથી આંખો ફેરવી લીધી. લીલા મોં એકદમ નીચું કરીને બેઠી છે. સૂટધારી બે સાહેબો અંદર પ્રવેશ્યા. લીલા સાથે એમણે થોડી વાતો કરી. શ્યામે ધ્યાનપૂર્વક જોયું તો લીલાનું મોં સહેજ લાલ — રતુંબડું બની ગયું. એ અનાયાસે હસી ન શકી, એણે માથું હલાવી શુષ્કપણે પ્રશ્નોનાં ઉત્તરો દીધા અને પછી ફરી ત્યાં નિર્જનતા પ્રસરી ગઈ. પેલા જંગલીએ લીલા બાજુ ફરી કંઈક પૂછ્યું. લીલાએ નકારમાં માથું ધુણાવ્યું. લીલા નીચે મોંએ બેઠી રહી. પેલાના ચહેરા પર હતાશા ફરી વળી. પેલો દ્વિધામાં પડી ગયો અને કાઉન્ટર પરથી પોતાનો પોર્ટફોલિયો ઉપાડી એણે ચાલવા માંડ્યું. બહાર આવી થોડી વાર એ શ્યામ તરફ જોઈ રહ્યો. શ્યામે એની પરવા ન કરી. અને પેલો ડાબી બાજુએ ચાલ્યો ગયો.

શ્યામ નચિંતપણે ઊભો જ રહ્યો. જરાયે હાલ્યો સુધ્ધાં નહીં. ધીરે ધીરે એની ચારે બાજુ અંધારું ઘેરાવા લાગ્યું. હવે અંદરની બાજુ લીલા સ્પષ્ટ દેખાવા લાગી. નાની છોકરી જેવું એનું મોં અભિમાની જણાતું હતું. શ્યામ હસ્યો. એના

હોઠ ફફડયા. — 'તું અહીં શોભતી નથી. આટલી મેદનીમાં અને આટલી બધી આંખોની હાજરીમાં તું રહે એ બરાબર નથી. તું ચિંતા ન કર, તારે ખાતર જ એક દિવસ હું આ આખી દુનિયાને નિર્જન કરી મૂકીશ. સૌને મૂંગાં કરી દઈશ. આ શહેરને અઘોર વનમાં ફેરવી નાખીશ. કોણ હતો પેલો જે હમણાં તારી સાથે ગપસપ કરતો હતો? એના જેવા હૃદયહીન ચહેરા આ જગત પરથી જેટલા ભૂંસાઈ જાય તેટલું વધુ સારું. તું કયારેય એની સાથે કયાંય ન જતી.'

કામકાજ પૂરું થતાં લીલાએ એક વાર ધ્યાનથી બારણા બાજુ જોયું. પછી એક ફોન કર્યો. અને પછી આરામથી પાછળ અઢેલીને નીરવપણે ખુરશીમાં પડી રહી. એના રૂમમાં બીજા ઘણા આવ્યા-ગયા, શ્યામે એ તરફ ધ્યાન ન આપ્યું. લીલાની બેસવાની રીત પરથી એ સમજી ગયો કે એ કોઈની રાહમાં છે. એ જરા હસ્યો. કારણ એને ખબર છે કે કોઈની રાહ જોવાથી લીલાને કંઈ લાભ થવાનો નથી.

છતાં લાંબી વાર સુધી કોઈ ડોકાયું નહીં. લીલા ઊઠીને અંદર ગઈ, ફરી બહાર આવી, કાઉન્ટર ઉપર ઝૂકી, બારણા બાજુ વાંસો કરી કંઈક જોતી હોય એવો દેખાવ કરતી રાહ જોતી હતી. વળી પાછી ઊભા થઈ, અસ્થિરપણે એણે થોડા આંટા માર્યા. પછી ધીમે ધીમે બારણા પાસે આવીને ઊભી રહી. પાછળની બત્તીના પ્રકાશને કારણે લીલા પડછાયા જેવી લાગી. કાચને એકદમ અડીને જ એ ઊભી હતી. શ્યામ સ્પષ્ટપણે સમજી ગયો કે અંધારામાં લીલાની બે આંખો અદશ્યપણે એના તરફ તાકી રહી છે. જાણે એ કહી રહી છે કે 'શું જોઈએ છે તારે ઓ વટેમાર્ગુ? શું જોઈએ છે તારે ઓ અપરિચિત!'

લીલાના મનના આ બંને સવાલો જાણે શ્યામે સાંભળ્યા અને એ અમસ્તો અમસ્તો જ ધ્રૂજી ઊઠયો. જાણે અજાણતાં એ પકડાઈ ગયો, ને એ બબડયો — 'મારે શું જોઈએ છે? મારે શું જોઈએ છે તે હુંયે નથી જાણતો. મને પણ ખબર નથી.' અને ચંચળ બની એણે પોતાની નજર લીલા બાજુથી ફેરવી લીધી. નીચે માથે ઊભા ઊભા એણે રસ્તાને નાકે એક મોટરસાઇકલને દોડતી આવતી સાંભળી. એની ગતિ ધીમે ધીમે ઓછી થતી ગઈ, ધીરે ધીરે એ બરાબર ફૂટ-પાથને ઘસાઈને એની પાસે જ આવીને ઊભી રહી. શ્યામ પથ્થર જેવો સ્થિર બની ગયો. એણે અવશ થઈને જોયું તો એની પાસે જ થઈને ચપળ ચાલે એક જુવાન આગળ પેલા કાચના બારણા બાજુ ચાલ્યો ગયો. કાળું નૅરો પૅન્ટ અને સફેદ પુલોવર એણે ચડાવ્યું હતું. માથે ટૂંકા વાળ, જરાક ઠીંગણા પણ

સશક્ત જણાતા એ યુવાને બારણા પર હાથ મૂક્યો ને બારણું ખૂલી ગયું. જાણે આપોઆપ ઊઘડી ગયું. અને પ્રથમ દિવસે સાંભળેલો પેલો મીઠો — ઝીણો સાદ શ્યામને સાંભળવા મળ્યો, 'આટલું મોડું! ફોન કર્યો ત્યારની વાટ જોતી બેઠી છું…'

પેલો જુવાન હસ્યો — 'આ આવી ભયંકર ભીડમાં આવવું સહેલું છે? ફરતાં ફરતાં આવવું પડ્યું. છતાં ક્લિયર રસ્તો તો ક્યાંય ન જ મળ્યો… શી વાત છે?'

— 'શેની? કંઈ જ તો નથી!'

— 'કંઈ જ નથી?'

— 'ના.'

પછી એ બેઉ પડખોપડખ ચાલતાં શ્યામ તરફ આવ્યાં. શ્યામ લેશ પણ વિચલિત ન થયો. થોડુંક આગળ ચાલ્યા પછી લીલા એના સાથી જુવાનની જમણી બાજુએ સરી અને તેઓ શ્યામ ઊભો હતો ત્યાં થઈને આગળ ચાલ્યાં ગયાં. શ્યામે પાછું વાળીને જોયું નહીં, એને સંભળાયો માત્ર સ્ટાર્ટર પર લાત લગાવવાનો અવાજ અને ત્યાર પછી ઘર્ર…ઘર્ર… કરતી મોટરસાઇકલ ગુંજી ઊઠી તે ધ્વનિ. મોટરસાઇકલ દૂર દૂર ચાલી ગઈ. શ્યામ વૃક્ષવત્ ત્યાં ઊભો રહ્યો. હવામાં પેટ્રોલની ગંધ સાથે એક બીજી મીઠી મૃદુ સુવાસ પણ આવી, કદાચ સુગંધી પાઉડરની. અગાઉ શ્યામ અનેક જાતના પાઉડરની સુવાસથી પરિચિત હતો. હવે એ બધી સુવાસો વીસરાઈ ગઈ છે. આછું હસતાં એણે માથું ધુણાવ્યું — ના, આ સુવાસથી એ પરિચિત નથી.

— 'તારે ઘણા પ્રેમીઓ છે શું? ભલે, પણ જોજે. એક દિવસ આ વસુંધરા બહુ નિર્જન થઈ જશે ત્યારે તને છુપાવા માટે કોઈ સલામત સ્થળ શોધ્યુંયે નહીં જડે, કે નહીં મળે ક્યાંય ભાગી છૂટવાનો કોઈ બીજો માર્ગ પણ.'

ટોળામાંથી માર્ગ કરતો શ્યામ ધીરે ધીરે આગળ ધપતો હતો. ચાલતાં ચાલતાં એ મનોમન બોલતો હતો — 'હું જાણું છું પેલા જંગલી જેવા જુવાનને ડરાવતાં, અને આ ધરતી પરથી એકેએક મોટરસાઇકલવાળાને કઈ રીતે ઉખેડી ફેંકાય તે પણ હું જાણું છું. શા માટે તું એને મારા તરફ આંગળી ચીંધીને કહેતી નથી કે — 'પેલો ઊભો છે એને કારણે જ હું રસ્તે એકલી નીકળી શકતી નથી' અથવા પેલા જંગલીને પણ તું કહી શકતી હતી કે — 'મને બચાવો.'

ચાલતાં ચાલતાં ઓચિન્તાની તંદ્રા તૂટતાં એ ભાનમાં આવ્યો હોય તેમ એકાએક ચોંકીને ઊભો રહી ગયો. પાછળ એક વટેમાર્ગુને આ કારણે એનો ધક્કો વાગ્યો. એ હસી પડ્યો ને બોલ્યો — 'શા માટે તમે મને પકડાવી દેતા નથી ?' અને એ આગળ વધી ગયો.

વાસ્તવિક રીતે આ પૃથ્વી હવે ઘણી નિર્જન બની ગઈ છે, સાચેસાચ જીવતા માણસો બહુ ઓછા નજરે પડે છે. જાણે ડેંગર પર ઝૂલતાં કપડાં ચાલ્યાં જાય છે. ટૅકિસડર્મી કરેલાં મોઢાં અને શરીરો એની નજરે ચડે છે. નિસ્તેજ પ્રકાશમાં એના પડછાયા પડે છે અને ઓગળી જાય છે. આજે એ ઘણે રસ્તે ફર્યો છે પરંતુ એક પણ પરિચિત ચહેરો એને દેખાયો નથી. એકેય પ્રિયજનનું મોં જોવા મળ્યું નથી. એકાએક એને થયું જાણે પોતે એકધારી સો વરસની નિદ્રા પછી ઊઠ્યો છે, કોઈ કરતાં કોઈને પણ ઓળખી શકતો નથી. બધા જૂના પરિચયો આ દરમિયાન જરાજીર્ણ બની જરી ગળી — શેષ થઈ ચૂક્યા છે. સો વરસ દરમિયાન પ્રિયજન સૌનાં મોં કરમાઈ ગયાં છે. ચારે બાજુ આછું ધુમ્મસ જામી ગયું છે. દૃષ્ટિ બહુ દૂર જઈ શકતી નથી. લાગે છે કે એ ધુમ્મસ વીખરાયા પછી જ નવી દુનિયાનાં દર્શન થશે. કોઈ નિર્જન રસ્તાને નાકે કાચના દરવાજાની પેલે પાર લીલા એકાકી એની રાહઆતુર નજરે ઊભી હશે. પોતાને જોતાં-વેંત એ બહાર દોડી આવશે અને પછી એ બન્ને આ વેરાન જનશૂન્ય શહેરની શેરીએ શેરીએ ફરી વળશે. એકબીજાને સ્પર્શ કર્યા વિના જ. હરકોઈ મકાનમાં એમને માટે સુંદર મુલાયમ પથારી બિછાવેલી તૈયાર જ પડી હશે. દુકાને દુકાને ચીજવસ્તુ સજાવેલી પડી હશે. એ બન્ને પરસ્પરના મધુર સાયુજ્યમાં રાચશે એ આશાએ વૃક્ષો ફળફૂલે લચી રહ્યાં હશે. ત્યારે માત્ર એ બે જણ માટે જ આ વસુંધરાનાં વૃક્ષે તડકો તપતો હશે, વાદળાં ઝઝૂમતાં હશે અને સચરાચરને નવપલ્લવિત કરનાર વર્ષા એના વિવિધ રૂપે વિહરતી હશે.

'ના.' શ્યામે માથું ધુણાવ્યું. આ ધરતી પર એવું કંઈ જ પરિવર્તન થયું નથી. એથી જ આ જગત હજુયે એવું ને એવું અસુંદર રહ્યું છે. હજુ પણ થોડા અહંકારી મોટરસાઇકિલસ્ટ અને જંગલી માણસો અહીં રહી જવા પામ્યાં છે.'

હોટેલમાં જતાં આજે મિત્રનો ભેટો ન થતાં એ જરા ચમક્યો. જોકે રોજેરોજ એ બેઉ મળે જ છે એવું નથી. તેમ છતાં આજે એને બહુ એકલવાયું લાગ્યું. એની સામે પીઠ દેખાય તેમ પડેલી ખુરશીઓ ખાલી જોઈ એ લાંબી વાર સુધી

ચોરની જેમ એક બાજુએ ઊભો રહ્યો. એના મનમાં શંકા સળવળી ઊઠી. એને ભોજનમાં કંઈ સ્વાદ ન જણાયો. જે આવ્યું તે એ પેટમાં પધરાવી ગયો.

આ હોટેલના મૅનેજર સાથે એને ક્યારેય વાતચીત થઈ નથી. બારણા પાસે એક નાના ટેબલ પર બેઉ હાથ પહોળા રાખી એ વિનયી સ્થૂળકાય પુરુષ બેઠો રહેતો. એની આંખો કાયમ ઘેરાયેલી જ રહેતી. જોતાં લાગે કે રોજ સાંજે એ એકાદ ચલમ ગાંજો ચડાવી લેતો હશે. બોલે અત્યંત ઓછું, હસે ઘણું વધુ પણ મૂંગામૂંગો. શ્યામે એને ક્યારેય કોઈ કામદાર છોકરા ઉપર કે રસોયા ઉપર ગુસ્સે થતો દીઠો નથી. હકીકતમાં એ માટે એક બીજો માણસ જ રાખવામાં આવ્યો છે. મૅનેજરે તો શાન્તિથી નિરાંતે બેઠા જ રહેવાનું છે. શ્યામે એ જોયું છે. દિનપ્રતિદિન એ ઉત્તરોત્તર વધુ શાન્ત થતો આવે છે, એનું હાલવુંચાલવું ઓછું થઈ રહ્યું છે. એના મોં પર હાસ્ય ને વિનયની સાથે ઉદાસીનતાની માત્રા પણ વધી રહી છે. હવે એનું બોલવાનું તદ્દન ઘટી ગયું છે. એની બેઠકની પાછલી દીવાલ ઉપર એના અવસાન પામેલા પિતાની છબી છે, ગયે વરસે એ છબીને પહેરાવેલી બોરસલ્લીનાં ફૂલની કરમાયેલી માળા ઝૂલે છે. અવારનવાર શ્યામને શંકા જાગે છે કે હવે કદાચ બહુ જલદી આ માણસ પણ પોતાના પુત્રને આ કામ ભળાવી એક જ કૂદકે ઉપલી ભીંત ઉપર એના પિતાની છબી પાસે પહોંચી જશે. અને પછી એ પણ આ છબી પર છે તેવી માળા પહેરાવેલી છબી બની જશે એક દિવસ. અથવા એ જ્યાં બેઠા છે ત્યાં જ પથ્થર-સિમેન્ટ-કૉન્ક્રિટની જેમ જામી જશે. પછી એ ક્યારેય હલવાનું નામ નહીં લઈ શકે!

આજે હોટેલમાંથી બહાર નીકળતાં પેલા નાના ટેબલ પાસે એ થોડુંક થોભ્યો. એણે બહારની બાજુ નજર કરી તો કૂતરા — ઘણા બધા કૂતરા — ત્યાં ઊંચે મોંએ બેઠા હતા. રોજ બેસે છે તેમ. થોડુંક અકારણ હસીને એ બોલ્યો: આ કૂતરા! —અને પછી એક-બે-ત્રણ કરતો ગણવા લાગ્યો. બધા મળીને અગિયાર થયા.

—'આટલા બધા કૂતરા!' એણે આછું હસી નાના ટેબલ પાસે બેઠેલી પેલી શાન્ત વ્યક્તિ તરફ જોયું અને કહ્યું: 'તમે આ બધાને રોજ ખવડાવો છો?'

—'હા,' પેલા સજ્જને બહુ વિનયપૂર્વક ઉત્તર આપ્યો ને હસતાં હસતાં આંખો મીંચી.

—'અગિયાર કૂતરાને ખવડાવો છો?' શ્યામ આંખો ફાડી એની સામે જોઈ રહ્યો: 'તમારું પુણ્ય ઘણું વધી રહ્યું છે. બહુ ઉતાવળે ઉતાવળે તમે સમયસર જ પુણ્ય કમાઈ રહ્યા છો!'

—'ક્યારેક ક્યારેક થોડાં વધેઘટેયે ખરાં.' પેલા સજ્જને માથું હલાવતાં ફરી વિનયપૂર્વક કહ્યું.

—'એમ?'

—'હા', કહી પેલાએ ગમગીનપણે કૂતરાઓ ભણી જોયું ને જણાવ્યું કે દિવસોદિવસ વધતા જાય છે, હજુયે વધશે.

—'કેમ?'

—'કેમ?' પેલાએ ચિન્તાતુર નજરે શ્યામ તરફ જોતાં જણાવ્યું: 'ક્યાંય ખાવા મળતું નથી. દેશની હાલત તો જુઓ છો ને? ધીમે ધીમે બધા આ બાજુ આવી રહ્યા છે.'

—'બરાબર', શ્યામે અનુભવીની ઢબે કહ્યું. માથું હલાવ્યું. વસ્તુતઃ દેશની અન્નપરિસ્થિતિ વિશે શ્યામને ઘણા સમયથી કશી ખબર નથી. આજે આટલું જાણવા મળ્યું તે એને ગમ્યું.

—'આ બધા જ કંઈ રખડુ કૂતરાઓ નથી. ધ્યાનથી જુઓ, આ વચ્ચેનું પેલું ધોળિયું — જેના શરીરે હજુયે ઠીક ઠીક રુવાંટી બચી છે એ અને મોટા ઝૂલતા કાનવાળો — એ બંને છે સ્પેનિયલ ક્રૉસ બ્રીડ. અને પેલો દેખાય એ રાખોડી રંગનો, જોતાં જલદી ઓળખાતો નથી એ છે પેલા બોઝબાબુને ત્યાં હતો તે આલ્સેશિયન. શરીરે ઘારાં પડતાં એ સડીને રસ્તે રઝળતો બની ગયો. જરા બારીકાઈથી જુઓ તો મશાય આ બીજા બધામાં પણ —' કહેતાં કહેતાં એ હસ્યો. એક ગ્રાહકને આટલી વાર ઊભો રાખ્યો હતો તેને પૈસા ગણીને પાછા આપ્યા, ટેબલ પર મૂકેલું પૈસાનું ડાલું અંદર મૂક્યું.

શ્યામે થોડી વાર રાહ જોઈ, પછી પેલાએ જેવું ઉપર જોયું એવું જ કહ્યું, —'આજે મિત્ર દેખાયા નહીં! સુબોધ મિત્ર!'

જવાબમાં નકારમાં માથું ધુણાવતાં પેલાએ કહ્યું — 'ના, હજુ નથી આવ્યા.' ને પછી એ પ્રેમપૂર્વક પેલા કૂતરાઓ તરફ જોઈ રહ્યો. શ્યામે જોયું કે પેલા કૂતરાઓ પણ પેલા તરફ એવી જ નજરે જોઈ રહ્યા હતા.

વધુ કંઈ જ બોલ્યા વિના શ્યામ બહાર નીકળી ગયો. કૂતરાઓ વચ્ચે થઈને એ આગળ વધ્યો, કૂતરાઓએ એને મારગ કરી આપ્યો. શંકાસ્પદ સ્પેનિયલ તરફ પ્રેમથી જરા હાથ લંબાવીને પણ એણે હાથ પાછો ખેંચી લીધો. કૂતરું એટલાથી પણ ગેલમાં આવી પૂંછડી પટપટાવવા લાગ્યું. શ્યામે મનોમન એને ચોપડી — 'ભિખારી બેટું.'

એના મગજમાં વીજળીની જેમ ચમકારો થયો. નજીકમાં જ સુબોધ મિત્રનું ઘર છે. એક આંટો ત્યાં લગાવી શકાય, પણ મન થતું નથી. જો કંઈ ન થવાનું થયું હોય તો જવાથી શું ફાયદો? ઊલટાનું પોલીસના લફરામાં ફસાવું પડે. આ વિચારે એ બહુ સુસ્ત બની ગયો. ચાલતો ચાલતો થોડી વાર થોભી ગયો. એને બગાસું આવ્યું. જો સાચે જ એવું કંઈક થયું હોય તો મિત્રે વચન ન પાળ્યું એમ કહેવું જ પડે. ઊંઘની પેલી સત્તર ગોળીમાંથી અર્ધી એણે શ્યામને આપવાની હતી.

વિચાર કરતાં એ એકાએક ઊભો રહી ગયો. એની કેટલી ગોળી લેણી નીકળતી હતી? આઠ કે નવ? એને અર્ધીક આપવા મિત્રે કહ્યું હતું; બરાબર આંકડો પાડ્યો નહોતો. શ્યામે વિચારી જોયું. કોક બીજાને પણ એ આપવાની હોય તો સરખા ત્રણ ભાગ પડે તેમ નહોતું ને ફરી એણે ચાલવા માંડ્યું.

દુનિયા ઘણી નિર્જન બની ગઈ છે. ધીમે ધીમે હજુયે વધુ નિર્જન બની જશે. ધીરે ધીરે એ સાવ એકલો પડી જશે, કદાચ મિત્રની વિદાયથી એની શરૂઆત થઈ છે અથવા એનાથીયે આગળથી —

અને એના માથામાં કબૂતરના ઘૂર્...ર્ ર્ ઘૂ ર્...ર્...ર્ જેવો — લગભગ ભૂલી જવાયેલો મોટરસાઇકલનો ઘરર...ઘરરઆ...ટ સંભળાયો મોતના ગોળામાં ગોળ ગોળ ફરતા ઉપર-નીચે ધસતા — ધસ્યે જતા સાહસવીરોની મોટરસાઇકલો જેવો થતો ગયો. શ્યામે ચાલવાની ઝડપ વધારી.

કદાચ એક સમયે આ દુનિયાનો બહુ ઉજમાળો દિવસ ઊગ્યો હતો. ત્યારે શ્યામ નહોતો. કદાચ એક વાર ફરીથી આ દુનિયાનો બહુ ઉજમાળો દિવસ ઊગશે ત્યારે કદાચ શ્યામ નહીં હોય. કેવો હતો યા હશે એ ઉજમાળો દિવસ? શ્યામને એની ખબર નથી. વારે વારે એ એની ચારે બાજુ એ સુ-સમય આવવાનાં એંધાણ જુએ છે, જેમ પંખીના મોંમાંથી પડી જતા અનાજના કણ પરથી ખબર પડે કે આટલામાં જ ક્યાંક ખેતર હોવું જોઈએ, જેમ આકાશમાં ઘેરાયેલાં વાદળાં પરથી ખબર પડે કે હવે આપણાં વાવણાં બાજુ વર્ષા થશે. અથવા કદાચ અત્યારે જ એ સુ-સમય પસાર થઈ રહ્યો હોય!

બપોરનો તડકો બરાબર માથા ઉપર આવ્યો ત્યારે એ એની નિયત જગ્યાએ, પેલા પરિચિત થાંભલે અઢેલીને ઊભો હતો. આટલા અજવાળામાં પણ એને ચારે બાજુ બધું ધૂંધળું ભાસતું હતું. માયાવી માણસો નિરર્થક કાર્યો માટે નકામી આવ-જા કરી રહ્યા છે. વસ્તુતઃ બધું જ કૃત્રિમ છે, સિવાય સામેના કાચના દરવાજાની પેલી બાજુ બેઠેલી લીલા, એના કાર્યવ્યસ્ત કમનીય હાથ અને ગંભીર ઉદાસ ચહેરો દેખાય છે. શ્યામ જાણે છે કે આ લીલાએ હજુ કંઈ નક્કી કર્યું નથી, એ મનની અતિ માયાળુ છે. આઘાત કરતાં પહેલાં એને સાવચેત કરે છે. શ્યામ જાણે છે કે હવે ટૂંક સમયમાં એક દિવસ જાહેર માર્ગ ઉપર જ લોકો એને ઘેરી વળશે. આંખો ફેરવી એને રસ્તે પડવા કહેશે, એવું ન થાય ત્યાં સુધી જ એને માટે આ દિવસો સારા છે, સૌથી ઉજમાળા છે. અને પછી એક દિવસ પેલા ઇરફાનને ત્યાં જઈ પોતે કહેશે કે મારે પાકિસ્તાન ચાલ્યા જવું છે, મને સરહદ પાર કરાવી દે. અથવા કદાચ આમતેમ ફરીને પેલી સત્તર ગોળીઓ મેળવવા મથશે, જે હાથવગી થયે કે ઓશીકા નીચે હોય તો એને આત્મવિશ્વાસ રહે ને ભાવિ વિશેની ચિંતા સતાવી શકે નહીં. શું કરવું તે એને બરાબર સમજાતું નહોતું, છતાં મનમાં થયા કરતું હતું કે કદાચ ચાલુ વર્તમાનકાળ જ સારામાં સારો સમય છે.

લીલા આજે પણ કાચના દરવાજા નિકટ આવી છાયાવત્ ઊભી રહી. એ દ્વિધામાં હતી? કે એ કોઈની રાહ જોતી હતી? શ્યામને પગથી માથાં સુધી ચોંકાવતી બારણું ખોલી એ બહાર આવી એકલી એકલી જ, ને ધીમે પગલે ઘર ભણી વળી.

પહેલાં થોડી વાર તો શ્યામને પોતાની આંખો ઉપર વિશ્વાસ ન આવ્યો, પછી એને ખાતરી થઈ કે ના, એ લીલા જ હતી, અને એ ધીરે ધીરે ચાલતી એકલી એકલી જ ઘર તરફ પાછી ફરતી હતી.

થાંભલાને અઢેલીને ઊભેલો શ્યામ ચુપચાપ સાધો ઊભો રહ્યો. એનું શરીર ધ્રૂજતું હતું, એની અંદર વિવિધ રહસ્યમય અનુભવો દોડાદોડ કરી રહ્યા હતા, એને એકદમ ખડખડાટ હસવાનું મન થયું, ગોઠણિયાં વાળી બેસી નિરાંતે મોકળે મને રોઈ લેવાનું મન થયું. તું લીલા! ખરેખર તું લીલા જ છો? તું મારી સાથે સપાટભૂમિ ઉપર વિહરી રહી છો? તું એકલી છો? અને ચુપચાપ જાસૂસ નજરે, બિલ્લીની જેમ ચપળ ચકોર નજરે લીલા તરફ નજર રાખતો, ભીડ આડ છુપાઈ રહેવાના પ્રયત્ન કરતો તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો.

ઘેરી બદામી ભોં પર આછા રંગે છાપેલી પરબ્બાડિયાની અને બીજી અનેક ચોરસ-લંબચોરસ, ત્રિકોણ વગેરે અવનવી આધુનિક આકૃતિઓવાળી સાડી લીલાએ પહેરી હતી, એનો ચોટલો જાડો દેખાતો હતો, પાછળથી જોતાં પણ એ નિષ્પાપ ને પવિત્ર જણાતી હતી. ધીમી ચાલે એ ચાલતી હતી, એનો ડાબો હાથ છાતી સરસો હતો. કદાચ એની ધોળી બૅગ — પર્સ એણે છાતી સરસી દાબી રાખી હતી. એના ગળામાંના કાશ્મીરી સ્કાર્ફનો છેડો હવામાં ફરફરતો હતો.

રસ્તા ઉપર ભીડ હતી છતાં એ જોઈએ એવી નહોતી એમ શ્યામને લાગ્યું. લીલા અને એની વચ્ચેનું અંતર તદ્દન નહીંવત્ હતું. લીલા જરાક જ પાછું વાળીને જુએ તો બેઉની નજર મળી જાય. એના શૂન્ય હૈયામાં હરણાં દોડવા લાગ્યાં. એની કાયામાં જાણે રહસ્યમય મેઘ ગાજી ઊઠ્યો, જાણે એક કાળી રેલ-ગાડી પુલ ઉપરથી પસાર થઈ રહી હતી. જો દષ્ટોદષ્ટ મળી જાય તો! જો લીલા કંઈક બોલે તો! જો પૂછે કે—'તમે કોણ?' — તો?

આ વિચાર આવતાં જ એ ચોંકીને આભો બની ગયો. એના હાથપગ જાણે ઠરીને થીજી જવા લાગ્યા. વેરાન રસ્તામાં એને કેસ વાગે છે, એ હસે છે ને પાછો ચાલવા માંડે છે, તો તો મોટો ધડાકો જ થઈ જાય, અદશ્યપણે પાણીનાં પૂર ફરી વળશે, કદાચ ચૌટે ચૌટે વાતોના વંટોળ ઊઠશે! અને ત્યારે એ નિઃશંકપણે પોતે પોતાનો જ પરિચય ભૂલી ગયો હશે, ને નિશાળમાં પાઠ ભૂલી ગયેલ નાના બાળકની જેમ ભયભીત નજરે શિક્ષક સામે વકાસી રહે તેમ લીલાની સામે વકાસી રહેશે, બબડતો હશે કે મને કોઈ પૂછશો મા. હું કાંઈ જાણતો નથી.

સામેને નાકે રસ્તો પાર કરવા લોકોની ભીડ જામી છે. પોલીસના ઊંચા થયેલા હાથે ચાલુ વાહનોને રોકી દીધાં છે. લીલા જરા થોભી વળી ચાલવા લાગી. રસ્તો ઓળંગી ગઈ. એની ચાલ ધીમી ને હળવી છે, એમાં ક્યાંય ઉતાવળ દેખાતી નથી. એની ચારે બાજુ છાયા જેવા નિરર્થક લોકો છે જેમને શ્યામ ઓળખતો નથી, એ બધા વાસ્તવમાં છે કે નથી, અને એ લોકો પણ ક્યાં શ્યામને જાણે છે? એ બધાને ભેદી શ્યામ આગળ વધી ગયો. બસ-સ્ટૉપ પરથી કોઈ જાણે લીલાને કહેતું હતું — 'હા, બરાબર, બરાબર.' શ્યામ સમસમી ઊઠ્યો; ને અંધની જેમ છેડાઈ પડી દાંત ભીંસીને પણ ધીમેથી એ બોલ્યો — 'ખબરદાર! હું અહીં ઊભો છું,' એ હસ્યો, ફરી ચાલવા લાગ્યો. એને પોતે જીવતોજાગતો માણસ લાગ્યો. જોમવંતો જણાયો. એના શરીરમાં કારખાનાના ઘર્. . . ઘર્રાટ જેવા પડઘા ઊઠતા હતા, સારા દિવસ...પૃથ્વીને પાટલે કદાચ સૌથી સારા સમયમાં શ્યામ જીવી રહ્યો હતો.

લીલાની ગતિ ક્રમશઃ ધીમી ને ધીમી થતી ગઈ. અજાણપણે એ ફૂટપાથને કિનારે એકદમ ઘસાઈને ચાલે છે, વારે વારે મોં ફેરવતી, જરા થોભતી, રસ્તા પર નજરે ચડતી 'શો વિન્ડો'માં નજર નાખતી ચાલી જાય છે, ચાલતાં ચાલતાં એકાએક એના પગ થંભી જાય છે. એ ચકોરપણે કંઈક નજરમાં નોંધે છે ને પછી આગળ વધી જાય છે. આજે એ જેટલી અન્યમનસ્ક દેખાય છે એટલી હકીકતમાં નથી. શ્યામ આ વાત જાણે છે. લીલાનું શરીર પૂરું અંકુશમાં છે, એના કાન સરવા છે, એને ખબર છે કે શ્યામ એની પાછળ પાછળ આવે છે. જાહેર રસ્તા ઉપર પણ એને પોતે અસલામત હોય એમ લાગતું હતું. કોણ જાણે, લીલા એને નીરવપણે પોતાની પાસે બોલાવી રહી છે — 'હા યા ના જણાવે છે કે શું? જાણે એ કહે છે કે શ્યામ, તું જરા મારી નજીક આવ, મને જરા સરખી રીતે તારું મુખ જોવા દે, તું હિંદુ છો? કયું ગોત્ર છે તારું? તારું નામ-ઠામ-ઓળખ મને કહે, તારા ઘરમાં તમે કોણ કોણ છો? કેટલાં ભાઈબહેન છો? શું કરો છો? ક્યાં નોકરી કરે છે?'

આ બધા જરૂરી પ્રશ્નો છે, લીલાએ એ જાણવા જરૂરી છે એથી શ્યામ મનોમન એના ઉત્તરો ગોઠવી રહ્યો છે — 'મારું નામ શ્યામ ચક્રવર્તી, પિતા: કમલાક્ષ ચક્રવર્તી, ગોત્ર: શાન્ડિલ્ય, ગામ: વિક્રમપુરનું બાનિખાડા, ત્યાં જ બાપીકાં ખોરડાં... ના, મારે ભાઈ નથી, એક બહેન છે જેને પરણાવી દીધી છે મુર્શિદાબાદ.

પણ તે પછી એના કંઈ જ સમાચાર નથી... હું સેન્ટ ઍન્ડ મિલરમાં છોટા-સાહેબ હતો, પણ મારા ઉપરીએ એક વાર જાહેરમાં મને 'બાસ્ટાર્ડ'ની ગાળ દીધી ને જવાબમાં મેં રાજીનામું આપી દીધું. છતાં સાચેસાચ શું થયું તે વિશે મને જાણ નથી. મને સમજાતું નથી મેં શા માટે...'

લીલા એની એ ગતિએ ચાલતી હતી. કોઈ પણ દુકાન દેખાતાં એ થોડી વાર થોભીને જુએ છે ને પછી આગળ ચાલે છે, છાતીવાળા લોકો એને ઘસાઈને ચાલ્યા જાય છે, ધીમે ધીમે કરતાં તેઓ લિંડસે સ્ટ્રીટ નજીક પહોંચ્યાં. રસ્તો ધારે ધારે નિર્જન થઈ રહ્યો હતો. માર્ગ પાર કરતાં પહેલાં એક વાર એણે પાછા વળીને જોયું. એની દૃષ્ટિમાં અવગણના અને તિરસ્કાર ઊપસી આવ્યાં, વળતી પળે જ એણે દૃષ્ટિ ફેરવી લીધી. તેમ છતાં તીર જેવી એની આંખો શ્યામના હૈયા સોંસરવી ઊતરી ગઈ. એની વેદનાથી શ્યામ તરફડી ઊઠ્યો, એના પેટમાં જાણે એકાએક પાણી ભરાઈ જતાં ગોટો ચડ્યો, એને શ્વાસ લેવામાં તકલીફ થવા લાગી.

ને લીલા મૂંગી મૂંગી જાણે કહેતી હતી — 'પાસે આવો.'

શ્યામે પણ મનોમન માથું ધુણાવ્યું. — 'ના, હું જાણું છું, હું તારી નજીક ફરકીશ તો ચારે બાજુનાં મકાનો ડોલવા લાગશે, ખેતરો અને ચરાણોમાંથી બાંધેલાં ઢોર બંધનો વછોડાવી દોડ્યાં આવશે, પવન આર્ત્તનાદ કરી ઊઠશે — 'બચાવો! બચાવો!' હું આ જાણું છું આપણું મિલન અહીં આ ધરતી પર નહીં, કોઈ બીજી સુંદર પૃથ્વી પર થાય એ જ સારું છે. અહીં આટલા બધા લોકોની ભીડાભીડમાં નહીં. તું જોજે, બહુ નિકટના ભવિષ્યમાં હું એક બહુ સારો સમય લઈને આવી પહોંચું છું, આ પૃથ્વી પર ઊજળા દિવસો લાવું છું.'

અને એને લીલાના નીરવ બોલ સંભળાયા — 'પછી? મારી સાથે થોડીક વાતો તો કરો!'

શ્યામે માથું ધુણાવ્યું — 'ના, હજુ એ માટે સમય પાકચો નથી. તારી સાથે વાતો કરવા હું એક અનોખી જ ભાષા બનાવીશ જેમાં કોઈ કર્કશ શબ્દ જ નહીં હોય, કટુભાવ સંભવશે જ નહીં. એમાં રૂઢ અશ્લીલ શબ્દો યા ગાળોને સ્થાન નહીં હોય, માનવીની ભાષા હજુ પણ એવી સુંદર બની નથી. ઘણા શબ્દો હજુ પણ એના કોશમાં રહી જવા પામ્યા છે — જે રહસ્યભરપૂર છે યા રોષથી ભરેલા છે, જે અવગણના ને વિદ્વેષની સામે ચોપડવા માટેના છે. પ્રથમ એવા બધા શબ્દો એકદમ વીસરી જા, પછી, તે પછી...'

લીલાએ રસ્તો ઓળંગ્યો નહીં. એ ડાબી બાજુ વળી ગઈ. થોડે આગળ જઈ એક ઉઘાડા બારણા પાસે એ ઓચિંતી ઊભી રહી ગઈ. એણે એક વાર પાછું વાળીને ચારે બાજુ જોઈ લીધું, અને પછી એ અંદર ચાલી ગઈ.

શ્યામ ધીરે ધીરે એ દરવાજા પાસે આવીને ઊભો રહ્યો. અંદરની બાજુએ એક સાંકડો દાદર દેખાય છે. સ્ટીમર પરના દાદર જેવો સુંદર. લોઢાનાં ચકચકતાં પગથિયાં બેસાડેલો, મજાની સુંવાળી રેલિંગ બેસાડેલો. અંદર બહુ ઝગઝગારા કરતી બત્તી બળે છે. દાદર પર લીલા નથી. એ ઉપર ચાલી ગઈ છે. ત્યાંથી એક નવી જ જાતની સુવાસ મહેકે છે. વધુ મધુર, અત્યંત મીઠી — કોઈ પાઉડરની સુગંધ આવે છે.

આ રેસ્ટોરાં છે કે શું? કેટલાંક ડગલાં પાછા ખસી શ્યામે બારણા પર નજર કરી તો સાઇન બોર્ડ નજરે પડ્યું. એ સાચેસાચ રેસ્ટોરાં જ હતુ. શ્યામને મનમાં હતું જ કે અહીં નક્કી કોઈ લીલાની રાહ જોતું બેઠું હશે, પણ એ કોણ હશે તેની એને ખબર નહોતી. એણે ચારે બાજુ નજર ફેરવી જોયું કે ક્યાંય કોઈ મોટરસાઇકલ પડી છે? પણ એવું જણાયું નહીં.

ને શ્યામ વિના વિલંબે ઉપર ચડી ગયો. ઉપર એટલી આકરી રોશની હતી કે શ્યામની આંખો અંજાઈ ગઈ, કપ-રકાબી ને ચમચાથી છવાયેલા ટેબલ સાથે— ટેબલના કાચ સાથે અથડાતાં પ્રતિબિંબ એની આંખને ટાંચણીની અણીની જેમ વાગતાં હતાં. પ્રથમ થોડી વાર સુધી તો એ લીલાને સરખી રીતે જોઈ ન પામ્યો. પોતાનાં લઘરવઘર કપડાં ને રુક્ષ ચહેરા સાથે થોડી વાર એ દૂર ઊભો જ રહ્યો.

એ પછી એને લીલા નજરે પડી. રેસ્ટોરાં લગભગ ખાલી જેવું હતું. કેટલાક લોકો છૂટાછવાયા બેઠા હતા. એકદમ છેવાડાના એક ટેબલ પાસે લીલા બેઠી હતી. ટેબલ ઉપર કોણી ટેકવી એ બેઠી હતી. જાણે ટેબલ પરના કાચમાં પોતાનું પ્રતિબિંબ નિહાળતી હતી. ના, એ એકલી નથી, એની સામેની ખુરશીમાં એના મોઢામોઢ કાંકડો સુંદર ચહેરાવાળો યુવાન બેઠો છે.

અરે! અરુણ કે! ભવાં ઊંચા કરી શ્યામે જોયું ને પછી આછું હસી દીધું, એ અરુણ જ હતો.

અરુણે એને પ્રથમ જોયો ને જોતાં જ એની આંખો ચમકી ગઈ. એના કપાળમાં કરચલી પડી ગઈ. થોડી વાર માટે એનું મોં ઉઘાડું જ રહી ગયું. અરુણને આવું શાથી થયું એ શ્યામને સમજાયું નહીં. એ ધીમું ધીમું હસતો અરુણ સામે જોઈ રહ્યો.

મનોમન જરા અપડતાં અરુણ બોલ્યો —'શ્યામ!' લાંબી વારે એ હસ્યો — 'આવ.' નવાઈ જેવું હતું કે લીલાએ એની તરફ મોં કરીને જોયું સુધ્ધાં નહીં.

અરુણના આવકાર પ્રત્યે શ્યામે ધ્યાન ન આપ્યું. એના ટેબલ પછી ત્રણ ટેબલ છોડીને એક ટેબલ પર એણે જમાવ્યું. એકાકી એ બેઠો હતો. બુઠ્ઠા વેઈટરને એણે ચા માટે ઑર્ડર આપ્યો. ત્રાંસી નજરે એ અરુણના ટેબલ ઉપર નજર રાખતો હતો. અરુણનું મોં જરા લાલ બન્યું હતું, જે એને શરમાળ ને બીકણ બતાવતું હતું. શ્યામને અત્યંત નવાઈ લાગી. આવા થવાની અરુણને જરાય આવશ્યકતા નહોતી. શ્યામ પોતાના ભૂતકાળની જેમ અરુણના ભૂતકાળથી પરિચિત હતો. અહીં બીજા કોઈ ને બદલે અરુણને જોઈ એણે જાણે થોડી નિરાંત અનુભવી. એને થયું કે જ્યાં સુધી અરુણ છે ત્યાં સુધી એણે લીલાથી બીવાની કંઈ જ જરૂર નથી. શ્યામ અરુણ કરતાં ઘણો વધુ પાકો માણસ હતો.

એણે જોયું કે અરુણ અને લીલા અંદર અંદર કંઈ જ વાતચીત કરતાં નથી. અરુણ ચમચા-કાંટા વતી એક આલુવડું મોમાં મૂકી ખૂબ જોર જોરથી એ ચાવી રહ્યો છે. એનો ચમચો રકાબી સાથે ટકરાતાં ઝણણ કરતો ઝંકાર ઊઠ્યો. કારણ વિના અરુણે મોં લૂછ્યું, એની આંખ લીલાના ટેબલ પર ઝૂકેલા માથા ઉપરથી સામેની દીવાલ સુધી ફરી વળતી હતી. અરુણનું, સુંદર ચહેરા અને સુંદર વસ્ત્રો સાથેનું આ વર્તન શ્યામને બહુ કઢંગા જેવું લાગ્યું.

હજુ સુધી લીલા ખૂબ શાંત અને સ્વસ્થ દેખાતી હતી, હવે એણે મોં ઊંચું કરી અરુણ સામે આંખો ફેરવી, ને એનું મોં મલકી ઊઠ્યું. એકાએક એ એના કોઈ મંજુલ કલરવ કરતા પંખીબાળ જેવા મીઠા સાદે બોલી — જરા મોટેથી બોલી — 'કેમ? તમે મને કંઈ કહેતા હતા?'

અરુણે જરા અસ્થિર થઈ જણાવ્યું — 'હા.'

— 'તો કહો.'

બહુ જ ધીમે સાદે અરુણ કંઈક બોલ્યો. શ્યામને એ ન સંભળાયું. અરુણની વાતના જવાબમાં લીલાએ નકારમાં માથું ધુણાવ્યું એટલું જ એ જોઈ શક્યો.

અરુણે આજે લીલાને અહીં શા માટે બોલાવી હશે તે શ્યામ જાણતો હતો. છતાં લીલા અત્યંત શાંત ને સખત જણાય છે. જાણે હવે એની સાથે એક સમર્થ પુરુષ છે જે જરૂર પડ્યે એનું રક્ષણ કરી શકશે. લીલાના મોં ઉપર અને એની આંખોમા એ વાત સ્પષ્ટ વરતાતી હતી. શ્યામે જોયું કે અરુણ એના સુકાઈ ગયેલા હોઠ પર જીભ ફેરવે છે ને ગમારની જેમ શ્યામની નજરને

અવગણે છે. શ્યામ આછું હસ્યો. એની સામે પડેલી ચા ધીરે ધીરે ઠરીને ઠીંકરું બની રહી હતી.

અરુણ કે લીલા એમાંથી કોઈ કશું જ બોલતું નથી. મૂંગાં મૂંગાં બેઠાં છે. લીલાની સામે પડેલી ચા-નાસ્તાની રકાબી એવી ને એવી જ ભરેલી પડી છે. એ જોઈ શ્યામ જરા ચમક્યો — શું લીલા નહીં જાણતી હોય કે શ્યામ એની એકદમ નજીક જ બેઠો છે? પરંતુ થોડી જ વારમાં શ્યામને પુરાવો મળ્યો કે લીલા એ જાણતી હતી.

ડાબા હાથે પાણીનો પ્યાલો લઈ, જમણા હાથે લીલાએ એના વેણી પાછળથી આગળ છાતી બાજુ ઝુલાવી અને એ રીતે કુશળતાથી અરુણ ન જાણે તે રીતે શ્યામ તરફ એક નજર ફેરવી લીધી. જાણે પોતે એક પણ વાર પાછું વાળીને જોયું ન હોવા છતાંયે જાણતી હતી કે શ્યામ આટલામાં જ ક્યાંક બેઠો છે. શ્યામની નજર સાથે એની નજર મળતાં જ લીલાની આંખો ચમકી ઊઠી. અને એ જ વખતે ખૂબ ચમકી ઊઠતાં શ્યામે જોયું કે લીલાએ તેની તરફ જોઈ જરા હસીને હાસ્યને હોઠમાં દાબી દીધું. એણે આંખના સંકેતે અરુણ તરફ શ્યામનું ધ્યાન દોર્યું. આ બધું તદ્દન નીરવપણે પલકારામાં બની ગયું. ને પછી લીલાએ સ્વાભાવિક રીતે પોતાનું મોં પાછું ફેરવી લીધું.

ધીમે ધીમે શ્યામને સમજાયું કે આજે સાંજે લીલા તદ્દન એકલી એકલી આટલે દૂર ચાલીને શા માટે આવી હતી. લીલા જાણતી જ હતી કે શ્યામ એની પાછળ પાછળ આવશે જ, ને એથી જ એ એને અહીં સુધી ખેંચી લાવી હતી. અને પાછું વાળીને જોયા વિના ચાલતી હોવા છતાં નજીકમાં જ ક્યાંક શ્યામ પણ છે જ, ને કંઈ ન થવા જેવું થયું તો એ અચૂક મારું રક્ષણ કરશે જ એવી એને ખાતરી હતી. એથી જ એણે શ્યામને સિફતથી સમજાવી દીધું કે આ માણસથી મને બચાવજે.

અને શ્યામે પોતાનામાં એક ઠંડી ક્રૂરતાનો અનુભવ કર્યો. એનો ચહેરો મુઠ્ઠીઓ વાળેલા હાથ જેવો સખત બની ગયો. એ અરુણ સામે જોઈ રહ્યો. એના લોહીમાં જાણે વીજળીનો સંચાર થયો. હવે લીલા તરફના છેલ્લા સંકેતની વાટ જોતું એનું આખુંયે શરીર જાણે તત્પર થઈને જ બેઠું હતું.

અરુણ બહુ ધીમે ધીમે — ધીમા સાદે વાતો કરતો હતો. લીલા કંટાળાપૂર્વક માથું ધુણાવતી હતી. ના, ના, ના. એ પછી થોડીક પળો એમ ને એમ વીતી ગઈ. શ્યામ શાંતિથી બેઠો હતો, વાટ જોતો હતો. એના મગજમાંથી ધીમે ધીમે

બીજી બધી જ વાતો—બીજાનું બધું જ જાણે લુપ્ત થઈ રહ્યું હતું. માત્ર ધુમ્મસ જેવો રોષ જામ્યો જતો હતો.

શ્યામે જોયું કે અરુણ બિલ ચૂકવે છે. લીલા ટેબલ પર મૂકેલી પોતાની ધોળી હૅન્ડબૅગ ઉપાડે છે, બેઉ ઊભાં થાય છે ને ચાલવા લાગે છે. લીલા આગળ આગળ ચાલે છે. એક વાર અજાણતાં જ લીલા એના ટેબલને સ્પર્શી એવું પણ શ્યામને લાગ્યું.

શ્યામ તરફ જોઈ અરુણ જરા હસ્યો. પરંતુ એના એ હાસ્યમાં કોઈ આશા કે પ્રાણ જેવું કંઈ નહોતું. મનમાં ને મનમાં બોલતો હોય તે રીતે એણે કહ્યું— 'શ્યામ,' — અને જરા દ્વિધા અનુભવતો એ બોલ્યો — 'આપણે પછી મળીશું.'

લીલાએ પાછું વાળીને જોયું નહીં, અને એની જરૂર પણ નહોતી. શ્યામ સમજી ગયો. દાદરનો વિસામો વટાવીને લીલા-અરુણ આગળ ગયાં તે પછી શ્યામ ઊભો થયો. બુઢ્ઢો વેઈટર ઝટપટ એક ટ્રેમાં બિલ લઈ આવ્યો ને વચ્ચે ઊભો રહ્યો, શ્યામને ન ગમે તે રીતે. શ્યામે ગજવામાં હાથ નાખી જે કંઈ છૂટું હાથમાં આવ્યું તે ટ્રેમાં મૂકી દીધું ને પાછું વાળી વેઈટર સામે જોયું પણ નહીં. નીચે ઊતરીને એણે જોયું તો કોઈ ક્યાંય દેખાયું નહીં. એણે પણ હાંફળાફાંફળા થઈ એ લોકોને શોધ્યા નહીં. ધીમે ધીમે આગળ વધી એક બસ પકડી.

હોટેલમાં પગ મૂકતાં જ ભૂતને જોતો હોય તેમ શ્યામ ભડકી ગયો. સુબોધ મિત્ર! ઘણા જૂના દોસ્તની જેમ મિત્ર હસ્યો.

— 'કાલે કેમ ન દેખાયા?' શ્યામે પૂછ્યું.

— 'કાલે એક સ્થળે જાનમાં ગયો હતો.'

શ્યામે એની સામેની ખુરશીમાં જગ્યા લીધી.

મિત્રે શરૂઆત કરી — 'કાલે તો એક અદ્‌ભુત વાત જોઈ. જાન ગઈ'તી પુટિયારી, એ પશ્ચિમ બાજુ આવ્યું કે દક્ષિણ તરફ આવ્યું એની ખબર નથી પણ ટૉલીગંજની ખાડી પાર કરીને જવાય છે. એ બધાં ગામ થોડા સમય પહેલાં સાવ ગામડાં જ હતાં. પણ કાલે ત્યાં ગયો ને જોયું તો હવે એ પણ કલકત્તા જેવાં બની ગયાં છે. શું કહું? થોડા દિવસ પછી તમે ત્યાં જશો તો ત્યાં બધે જ કલકત્તા, કલકત્તા ને કલકત્તા જ જોશો, બેસુમાર કલકત્તા... ફૂદકે ને ભૂસકે આ શહેર વધતું જાય છે. ગ્રામ–ગંજ ખેતર–ખળાં જે કંઈ હાથ લાગે ત્યાં કલકત્તાની છાપ લગાવી દે છે. હા, હા, વધતા વધતા એક દિવસ આખી દુનિયા આ કલકત્તા જ બની રહેશે; આજ સુધી કલકત્તામાં રહેતા છતાં ખબર જ

નહોતી કે આ કલકત્તા ચારે બાજુ કેવું વિસ્તરી રહ્યું છે! પછી તો તમને કલકત્તા બહાર જવાનું મન થાય તોય બહાર જવાનો ઉપાય નહીં રહે, બહુ અદ્ભુત લાગે છે આ, જો જો, પછી તમે કોઈ પહાડી જગ્યાએ જશો તો ત્યાં પણ — એ પણ આ કલકત્તામાં જ હશે અને સાગરપાર કોઈ સાગરતીરે જશો તો એ સાગર પણ આ કલકત્તામાં જ સમાયેલો હશે. પછી માણસે કલકત્તામાં જન્મી, જીવન આખું કલકત્તામાં જ રઝળપાટ કરી છેલ્લે કલકત્તામાં જ મરવું પડશે... હા... હા...

ભોજન પતી ગયે બેઉ સાથે જ બહાર નીકળ્યા.

શ્યામે ગણીને જોયું તો આજે પંદર કૂતરા થયા હતા. એનાથી બોલાઈ જવાયું — 'કૂતરા બહુ વધી રહ્યા છે, જુઓ છો ને?'

— 'હા,' મિત્રે માથું હલાવી હસતાં હસતાં કહ્યું — 'આપણા આ મૅનેજર મોટા કૂતરાભગત છે;' ને પછી ધીમે સાદે — 'કદાચ રોજ મહાભારત વાંચે છે ને... હા... હા...'

ગડિયાહાટ આવતાં સુબોધ મિત્રથી છૂટો પડી શ્યામ ઘર તરફ વળ્યો. એણે દૂરથી જ જોયું કે અરુણ એના ઘર પાસે જ ઊભો છે. એની 'ટાઇની' 'નૉટ' ઢીલી થઈ ગઈ છે. માર્ગના આછા અજવાળામાં એનું મોં લાલ અને આંખો હતાશ જણાય છે.

— 'ઓ શ્યામ,' કરતો અરુણ લથડિયાં લેતો શ્યામ પાસે આવ્યો. એક હાથ લંબાવી ગમાર જેમ હસ્યો ને બોલ્યો — 'તારી સાથે થોડી જરૂરી વાત કરવાની છે.'

શ્યામે સામે હાથ ન લંબાવ્યો — દૂર ઊભો ઊભો એકીટશે એ અરુણ તરફ જોઈ રહ્યો. એણે પોતાનામાં એક ઠંડી ક્રૂરતાનો અનુભવ કર્યો ને અરુણને ઠંડો આવકાર આપ્યો.

અરુણના મોંમાંથી આવતી વિસ્કીની વાસને એ પારખી ગયો. અરુણ લથડિયાં લેતો લેતો એની પાછળ ચાલતો હતો. ચાલતાં ચાલતાં કહેતો હતો — 'ઓ, શ્યામ, હું બહુ તકલીફમાં છું. હવે મારાથી નથી રહેવાતું.'

વિસ્કીની પરિચિત વાસ આવ્યા જ કરે છે. એનો સ્વાદ શ્યામ વીસરી ગયો છે એની કલ્પના કરતાં કરતાં એ દાદર ચડ્યો. અરુણ એની પાછળ પાછળ આવતો હતો.

શ્યામના ઓરડામાં પ્રવેશી અરુણે શ્વાસ હેઠો મૂક્યો. એ શ્યામની પથારીમાં ચત્તોપાટ થઈને પડ્યો. એના સૂટની ગડી બગડતી હતી છતાં એ તરફ એણે ધ્યાન ન આપ્યું. એણે કહેવા માંડ્યું — 'તેં જોયું ને. તું બધું જોઈને સમજી ગયો છે સાલા, તને હું...' કહેતાં કહેતાં અરુણની દૃષ્ટિમાં શૂન્યતા વ્યાપી ગઈ. એ મૂઢની જેમ શ્યામ સામે જોઈ રહ્યો.

શ્યામ પોતાની ખુરશી બારી તરફ ખેંચી એના પર એક પગ રાખી ઊભો રહ્યો ને અરુણ તરફ જોઈ રહ્યો.

પોતે શું કહી રહ્યો હતો તે ભૂલી અરુણે કહ્યું — 'મેં તને મારા સસરા પાસે લઈ જવાની વાત કરી હતી ને? ત્યાં તારું જામી જશે. તું બેફિકર રહેજે. પરદેશ જતાં પહેલાં હું તને ઠેકાણે પાડતો જ જઈશ.' આટલું કહી એ ફરી નિરર્થક હસ્યો — 'હું ઘણું ઘણું કરી શકું છું. જાણે છે? હું સાલા એવું એવું તો ...' ધીરે ધીરે અરુણની આંખો, ઊલટી થાય તે અગાઉ શરીર જેમ ધ્રૂજી ઊઠે તેમ એ ધ્રૂજી ઊઠ્યો. એની આંખો ચમકી ઊઠી. મોં લાલ લાલ બની ગયું. ફરી એ કાબૂમાં આવી ગયો. હાંફતાં હાંફતાં કહેવા લાગ્યો — 'પણ હું શું કરું? એ ડોસલાથી હું ડરું છું. એ સાલો ડોસલો મારું બધું જ પોતાની મુઠ્ઠીમાં રાખીને બેઠો છે. એ એની ઇચ્છા મુજબ મને વાંદરાની જેમ નચાવી શકે છે. સાલો હરામીનો બચ્ચો...' ફરી ઊલટી જેવું થતું એણે અટકાવ્યું ને વાત આગળ વધારી — 'એ ડોસલાએ મારી પાછળ એક ચર મૂક્યો છે. જરૂર જણાયે ગુંડાઓ રોકી મારું કાટલું કાઢી નાખશે.'

— 'કોણ?' શ્યામે પૂછ્યું.

— 'મારી પત્નીનો બાપ — મારો સસરો. સાલો એક રૂપાળી છોકરી તો પેદા કરી ન શક્યો છતાં સાલો સસરો... મારો સસરો! તને કલ્પનાય નહીં આવે એવી કુરૂપ છે મારી બૈરી. એનું મોં આખા ઘરને અંધારિયું કરી મૂકે છે અને એમ છતાં મારે ઇનિટાઇમ ઘેર પાછા ફરવું જ પડશે. નહીં તો હું પાછો દુરાચારી ગણાઈશ! તું એક વાર એને જો તો ખબર પડે શ્યામ! એની સાથે એડલ્ટરી કરવા શિયાળવું પણ તૈયાર ન થાય... એનો સ્પર્શ પણ કોઈ ન સહે...' કહેતાં કહેતાં એણે શ્યામ સામે જોયું. અરુણના આખા શરીરમાં હેડકી ઊપડતી હોય એવી ધ્રુજારી હતી. એના મોંમાંથી પાણી જેવું પ્રવાહી નીકળતું આખા ઓરડામાં ફેલાતું હતું. થોડી વારમાં જ વિસ્કી અને ખાટી ઊલટીની ગંધે આખું

ઘર ગંધાઈ ઊઠયું. ઘરની હવા વિષાક્ત બની ગઈ. છતાં શ્યામ જરાય અસ્થિર ન થયો. એ પથ્થરના થાંભલાની જેમ ઊભો રહી અરુણ તરફ જોતો જ રહ્યો.

ધીમે ધીમે અરુણે ઊંચું જોયું. લેશ પણ અચકાયા વિના એણે ઓશીકા નીચેથી મેલો ટુવાલ ખેંચી મોં લૂછ્યું ને ફરી એને ઓશીકા ઉપર પાથરવા મથ્યો, ને ઉતાવળે ઉતાવળે હાથ લંબાવી એણે કહ્યું — 'સિગારેટ !'

શ્યામે પોતાની સસ્તી સિગારેટ અને દીવાસળીના બાકસનો અરુણ તરફ ઘા કર્યો. મહામહેનતે અરુણે સિગારેટ ચેતાવી, એમ કરતાં એનો તિખારો પથારીમાં પડ્યો. એ બોલવા લાગ્યો — 'મારા શરીરમાં સાલા વાઘ-દીપડા દોડે છે છતાં ઈનિટાઇમ ઘેર પહોંચ્યે જ છૂટકો છે. ને પછી મારી પેલી કુબડી વહુને...ખરું કહું છું એનામાં નામનું પણ લાવણ્ય નથી. ડાયટ કન્ટ્રોલ કર્યા પણ એ એવી ઘુવડ જેવી છે... એને અમેરિકા...' આટલું બોલી એણે ઓશીકામાં માથું નાખી દીધું. થોડી વાર સ્વપ્નના ઘેનમાં થોડું હસ્યો પછી ફરી ધારે ધારે ઊંચું જોયું અને શ્યામને જાણે ન ઓળખતો હોય તે રીતે આંખો ફાડીને એ જોઈ રહ્યો — બોલ્યો — 'શ્યામ !' ને પછી ફરી ભાન ભૂલીને ગમારની જેમ એ એકટશે શ્યામ તરફ જોઈ રહ્યો.

— 'તું નથી જાણતો શ્યામ, મારી પાછળ એક ચર ફરે છે. હું કેમે કર્યો એને પકડી શકતો નથી. મારી રજેરજ બાતમી એ મારા પેલા ડોસલા સસરાને પહોંચાડે છે. હું રેસ્ટોરાં પછી રેસ્ટોરાં બદલું છે, આડીઅવળી ગલીગૂંચીઓમાં થઈને જાઉં છું. રૂપાળી રૂપાળી છોકરીઓની સાથે મજા માણવા, કેટકેટલી અજાણી જગ્યાએ જાઉં છું પણ એ મારો પીછો મૂકતો નથી. પેલો ડોસલો મને સામો ઊભો રાખીને મારા આખા દિવસની ગતિ-વિધિ સંભળાવે છે. અને પછી હું એનો નોકર હોઉં એ રીતે તતડાવે છે. તિરસ્કારપૂર્વક વર્તે છે મારી સાથે. એનો છોકરો હોઉં એમ ધમકાવે છે. ખબર નથી કઈ રીતે એ બધું જાણી જાય છે...' આટલું બોલી એ હસી પડે છે — "ઊભો રહેજે સાલા ! હું કાયમ માટે ભાગી જઈશ, 'વિસા' મળે એટલી જ વાર છે, એય પછી જેટ એર વે ટુ અમેરિકા... ભોં...ઊં...ઊં...ઊં...'

જે હાથે એ એરોપ્લેનની મુદ્રા કરતો હતો તે હાથની મુઠ્ઠી વાળી એ ધીમેથી બોલ્યો —'પણ મારી ચાલની છૂપી બાતમી એને કોણ પહોંચાડે છે ! રેસ્ટોરાંમાં જાઉં, બારમાં જાઉં, રસ્તે જાઉં પરંતુ માથામાં સતત સડ્ સડ્ થયા કરે છે. જાણે મારા વાંસામાં કોઈની આંખ ખોડાઈ ગઈ છે. બધે જ વખતે બીક–ચિન્તા–

ટેન્શન ! કોણ હશે એ બાતમીદાર ?' આટલું કહી અવકાશમાં શૂન્ય નજરે જોઈ રહી એણે ફરી પૂછ્યું — 'કોણ હશે ?' ને એ ફરી કકળાટ કરી ઊઠ્યો — 'તું જાણતો નથી શ્યામ. આ ડોસો મને અમેરિકા જતાં અડધે રસ્તેથી પાછો ફેરવી શકે એમ છે. એ ધારે તો મારી કેરિયર હતી ન હતી કરી નાખે. જ્યારે ઇચ્છે ત્યારે મને ડરાવી શકે. દીકરીને નામે એણે ત્રણ મકાન કર્યાં છે ને બે લાખ રૂપિયા 'કેશ' મૂક્યા છે. હું સાલો કહેવાઉં શ્રીમંત — બડો લોક — પણ આ ડોસલો મારું બધુંયે આંચકી લઈ શકે એમ છે. એને મન થાય તો... મન થાય તો મને અંગૂઠો બતાવી દે, હવામાં ઉડાડી દે, જ્યારે એક સુંદર સ્ત્રી માટે મારા શરીરમાં વાઘ-દીપડા દોડે છે, કંઈક સુંદર માટે હું... હું... સાલો...'

ધીમે ધીમે એની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. કંઈ જ ઉચ્ચાર વિના એના બેઉ હોઠ માત્ર ધ્રૂજતા હતા. શ્યામ એકીટશે બધું જોતો રહ્યો. ધીમે ધીમે અરુણે શ્યામ તરફ નજર માંડી અને ડૂમાભર્યા સાદે કહ્યું — 'તેં આજ મને જોયો હતો ને ?'

શ્યામે માથું હલાવી 'હા' પાડી.

— 'તને જોઈને હું ચોંકી ગયો હતો,' કહી અરુણ બેચેનીભર્યું હસ્યો. 'ઘણા દિવસથી તારી ખબર નહોતી કાઢી. જાણતો નથી કે અત્યારે તું શું કરે છે ? પેલે દિવસે તું મળ્યો ત્યારે આપણે ઘણી વાતો કરી હતી, એથી આજે ઓચિન્તાનો તને જોતાં હું માની બેઠો કે તું જ મારા સસરાનો દૂત-ગુપ્તચર હઈશ. તને મેં પાકો ગુંડો જ માની લીધો હતો,' આટલું કહી એ હસી પડ્યો.

શ્યામ કંઈ જ ન બોલ્યો. એ સ્થિર ઊભો ઊભો એકીટશે અરુણ સામે જોઈ જ રહ્યો.

આસ્તે આસ્તે અરુણના મોં પરનું હાસ્ય વિલાયું. ભિખારીની જેમ કરગરતો એ કહેવા લાગ્યો — 'હું તારે માટે બધું જ કરીશ, એક વાર હવે અહીંથી ભાગી છૂટું પછી પાછા આવવાનું નામ નહીં લઉં. આ કાળી ભટ્ટ બૈરી, પેલો હરામી ડોસલો અને આ ભિખારી દેશ છોડીને જઈ શકું એટલે બસ. પછી હું માલા-માલ થઈ જઈશ.' — આટલું કહી એણે અસહાયપણે આસપાસ જોયું. જીભ વડે હોઠ ચાટ્યા. — 'હજુયે મારું બધું જ હું પરવારી નથી ગયો. હજુ તો હું જુવાન છું... છતાં બધું વેરવિખેર થઈ જશે. શ્યામ, જો તું એક વાર એક ફોન કરીને એ ડોસાને આટલું જ કહી દે કે આજે સાંજે અરુણને લીલા સાથે...'

અને ઓચિન્તી વીજળી પડી હોય એવી ફાળ શ્યામના હૈયામાં પડી. એનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. એના હૈયામાં હરણાં દોડવા લાગ્યાં અને એક કાળી રેલગાડી એક વિશાળ પુલ ઉપરથી પસાર થવા લાગી.

— 'તું ક્યારેય લીલાને સ્પર્શ્યો છો ?' શ્યામે શાન્તિપૂર્વક અરુણને પૂછ્યું.

— 'શું ?' — કરતો અરુણ થોડી વાર સુધી શ્યામ સામે નિરર્થકપણે જોઈ રહ્યો અને પછી દુ:ખપૂર્વક માથું ધુણાવી બોલ્યો – 'ના !' અને પછી બદમાશ જેવું ખંધું હસીને બોલ્યો — 'શી ઈઝ ઈન લવ. તારી સાથે ઓળખાણ કરાવી દઈશ એમ મેં તને કહ્યું હતું ને ? કરવી છે ઓળખાણ ?'

— 'આજે સાંજે શું થયું હતું ?' શ્યામે ફરી પૂછ્યું.

— 'નથિંગ. અમે હજુ ભાઈબહેન જેવાં જ રહ્યાં,' બોલી અરુણે નિસાસો મૂક્યો. આજે જ અમારી પહેલી એપોઇન્ટમેન્ટ હતી. મેં કહ્યું કે ચાલ આ ભીડમાંથી દૂર ક્યાંય એકાન્તમાં જઈએ. પણ એણે ના પાડી એટલે મેં કહ્યું કે તો ચાલ, જરા ટેકરીમાં ફરી આવીએ. પણ એનીયે એણે ના પાડી. મેં પૂછ્યું — 'રાતે તને એકલવાયું નથી લાગતું ? પણ એટલું સાંભળતાં તો એ આગ જેવી થઈ ગઈ.' વાત કરતાં કરતાં અરુણ હેડકી ખાતો હસી પડ્યો. હકીકતમાં હજુ એ નવીસવી છે ને પાછી તદ્દન બાળક જેવી છે. વધુમાં કદાચ એન્ગેજડ છે. પરંતુ હું તો અંબિકા હાલદારનો જમાઈ એટલે મને એકદમ ના ન પાડી શકી. મારી ઇચ્છાથી ત્યાં આવી હતી — આટલું કહેતાં કહેતાં અરુણનાં આંખ-ભ્રમરો પર થોડો અહંકાર વરતાયો. હસતાં હસતાં એ બોલ્યો — 'રહેવા દે સાલા ! એના કરતાં મિસ દત્ત ઘણી 'હૉટ' હતી. એની તો આંખો પણ એવી મારકણી કે બસ...ખરું કહું છું...'

અરુણ ધીરે ધીરે ઊભો થયો અને પોતે કરેલી ઊલટીમાં પગ મૂકી ઊભો રહ્યો — 'પણ તારી નજર માટે સાલા કહેવું પડશે હોં ! તેં કઈ રીતે એ રેસ્ટોરાંમાં મને પકડી પાડ્યો ? કે પછી તું જ સાલા આખો દિવસ મારી પાછળ પાછળ ફરતો હતો ? બોલ, સાચું શું છે ?'

શ્યામ મૂંગો મૂંગો અરુણ સામે જોઈ રહ્યો. ના, હવે એણે કંઈ જ કરવાનું રહેતું નથી. એને સમજાયું કે અરુણને પીડવાનો ભાર અરુણે પોતે જ સ્વીકાર્યો હતો.

અરુણ પોતે કરેલી ઊલટી પર ચાલતાં લપસતાં લપસતાં બચ્યો. ધીરે ધીરે બારણાં તરફ સર્યો. હાથ હલાવતાં હલાવતાં બોલ્યો—'ટુ અમેરિકા...!' અને

એણે વિદાય લીધી. ઘરમાં છો ઉપર છેક દરવાજા સુધી ઊધઈથી ખરડાયેલાં એનાં પગલાં નજરે પડતાં હતાં.

શ્યામે બારી વાટે જોયું કે અરુણ ફૂટપાથ પર ઊભો ઊભો હાથ ઊંચો કરી ટૅક્સી રોકવા મથતો હતો. અને એણે મોં ફેરવી લીધું. અરુણ બરાબર પહોંચી જશે. કાલે સવારે આજની વાત અરુણને યાદ પણ નહીં હોય. એ નિત્યની જેમ આગલા દિવસની વાત વિસરી જઈ પોતાના નિયત સ્થાને અચૂક પહોંચી જશે, અને પછી ઘરની છો તરફ નજર કરતો શ્યામ જરા નિરર્થક હસ્યો. ઘણે દિવસે એને મન થયું કે ઘર જરા વ્યવસ્થિત કરું. સરખી રીતે ગોઠવું.

## 13

હા, આજનાં છાપાંમાં સમાચાર છે. બરાબર સમજાતું નથી પરંતુ કદાચ પેલા સમાચાર જ છે જેની એ રોજ રાહ જોતો હતો. પ્રથમ થોડો સમય તો શ્યામને પોતાની આંખો, સમજણ અને ઇન્દ્રિયો ઉપર વિશ્વાસ ન બેઠો. પછી ધીમે ધીમે એને સમજાયું કે પેલો પ્રસંગ સાચે જ બની ગયો છે. થોડા સમય પહેલાં દક્ષિણ કલકત્તામાં એક મોટરસાઇકલના અકસ્માતમાં ઘાયલ થયેલ શ્રી ગૌર ભૌમિક નામક બત્રીસ વર્ષની વયના જુવાનનું ગઈ કાલે બપોરે સુખલાલ કરનાની હૉસ્પિટલમાં અવસાન થયું છે. અકસ્માત પછી છેવટ સુધી એ બેભાન જ હતો. બે વર્ષ પહેલાં જ એનાં લગ્ન થયેલાં. એને એક નાની દીકરી, માતાપિતા અને ત્રણ ભાઈબહેનો છે. એ બહુ અજાણ નહોતો. એ રેડિયો ઉપર ગાતો, એની બે રેકર્ડ પણ ઊતરી છે. જોકે એનાં ગીતો શ્યામે સાભળ્યાં નથી. એનું નામ પણ શ્યામે આજ પહેલાં જાણ્યું નહોતું.

આ શ્રી ગૌર પેલો મોટરસાઇકલિસ્ટ જ હશે કે બીજો કોઈ એની શ્યામને ખબર નથી. એણે ધીરે ધીરે છાપું નીચે મૂકી દીધું. બારી પાસે ઊભા રહી એક સિગારેટ ચેતાવી. આજે પણ પેલા દિવસ જેવો જ તડકો નીકળ્યો છે — 23 ડિસેમ્બર જેવો જ. પેલા રસ્તાને ત્રિભેટે વળાંક વળત

જમણી બાજુએ વળતાં જ ગુલમોરના વૃક્ષ સાથે અથડાતાં શ્રી ગૌર ભૌમિક ઊથલી પડ્યો હતો. એ ગાયક હતો, ગીતો ગાતો. એક નાની પુત્રીનો પિતા હતો, એક પત્ની, માબાપ ને ભાઈબહેનો પણ છે. ગજબ જેવું. આટઆટલા સંબંધોથી વીંટળાયેલો હતો એ, અને છતાં શ્યામને એની ખબર જ નહોતી. એણે તો માત્ર જોયો હતો એક મોટરસાઇકલ ઉપર એક શ્યામવર્ણ, મોટા માથાવાળો માનવી — એક અજાણ વ્યક્તિનું દોટમદોટ કરતું શરીર. કોને ખબર હતી કે એનો આટઆટલો પરિચય હશે.

પરંતુ સમાચારમાં આવેલ માણસ એ જ હશે એમ કોણ કહી શકે? શ્યામ એ કહી શકે તેમ નથી. જો ખરેખર એ માણસ 23 ડિસેમ્બરના પેલા અકસ્માતવાળો જ હોય તો તો શ્યામ આ જન્મારા પૂરતો બચી ગયો. અકારણ અરીસા વાટે રાહદારી ઉપર પ્રકાશકિરણો ફેંકવા બદલ કોઈ ક્યારેય એને ગુનેગાર ઠરાવી નહીં શકે. બધી જ સાબિતી અલોપ થઈ. કારણ અજાણ્યું જ રહ્યું — ખબર માત્ર એટલી જ પડી કે એક માણસ મરી ગયો છે.

ઘણા દિવસથી શ્યામે અરીસો હાથમાં લીધો નથી. અભરાઈ પરથી એ લેતાં એણે જોયું કે અરીસા ઉપર ઘણી ધૂળ જામી ગઈ છે. તેમાં દેખાતા પોતાના ધૂંધળા પ્રતિબિમ્બ તરફ એ તાકી રહ્યો, પછી બોલ્યો — 'આ હું નથી,' ને પછી માથું ધુણાવતાં ધુણાવતાં એણે પોતાના પ્રતિબિમ્બને કહ્યું — 'તેં! તેં કર્યું હતું પેલું તોફાન?' અને એ હસી પડ્યો.

— 'ના, તને હું નથી ઓળખતો,' શ્યામ બોલ્યો.

મેલી ચાદર એણે શરીરે વીંટાળી લીધી. ઘરને કાળજીથી તાળું માર્યું અને ધીમે ધીમે એ બહાર નીકળી પડ્યો. બહાર આવી ચાની પેલી નાની દુકાનમાં જઈને બેઠો. ચા મગાવી ને ચુપચાપ બેઠો. સિગારેટ ચેતાવી, એકાએક કંઈ યાદ આવતાં ફરી એક કપ ચા માટે ઑર્ડર છોડ્યો. ચા આવતાં એણે ચાનો કપ ઊંધી દિશામાં ટેબલ પર મૂક્યો. કપની બાજુમાં ઍશટ્રે મૂકી. એક સિગારેટ ચેતાવી ઍશટ્રે પર ગોઠવી. બાળક જેવો હોટેલનો છોકરો એની સામે ગોળ ગોળ આંખો ફેરવતો જોઈ રહ્યો. દુકાનના વૃદ્ધ માલિકે આ જોયું. બીજા બે છોકરા ગ્રાહકની વાતને થોભાવી એની સામે જોઈ રહ્યા. શ્યામે એ તરફ ધ્યાન ન આપ્યું. ખાલી ખુરશીની સામેના ટેબલ પર પેલી સિગારેટ જલતી રહી. ધુમાડા કાઢતી ચા ઠંડી થતી હતી. મનોમન નીચો નમીને શ્યામ બોધતો હતો—

'ભાઈ ગૌર ભૌમિક, શક્ય હોય તો તું ફરી અવતરજે. હું જાણું છું કે ફરી અવતરવું એ સહજ વાત નથી. અવકાશમાંથી, પાણીમાંથી, પવનમાંથી ને પૃથ્વી-માંથી ફરીને દેહ ધરીને અવતરવું અને એ પછી પણ ફરી ભૂલભર્યું — માત્ર ભૂલભર્યું જીવન જીવ્યે જવું... છતાં બહુ મન થાય છે હવે એક વાર, એક વધુ વાર આ વસુંધરાને ઉરે અવતરવાનું... ભાઈ ગૌર ભૌમિક, એ શક્ય નથી! છતાં શક્ય હોય તો નક્કી ફરી અવતરજે. એટલા સમયમાં હું આ વસુંધરાને વધુ સુંદર બનાવી દઈશ. પછી તું નિર્વિઘ્ને રસ્તાઓ ઓળંગી શકીશ, માર્ગનો વળાંક-વળાંક વાવાઝોડાની ઝડપે પાર કરજે. લીલાના ખોળાનો ખૂંદનાર બનીને આવજે. હું બહુ મમતાપૂર્વક તને મોટો કરીશ.

પછી એ ઊઠ્યો. બે કપ ચાના પૈસા ચૂકવ્યા અને બહાર નીકળી ગયો.

— 'ગૌર તું બાળક હતો, પતિ હતો ને પિતા પણ હતો—તું આ બધું હતો છતાં કોઈ તને જાણતું નહોતું. ફરીથી જો, તું જ ઊડતી મોટરસાઇકલમાં દોડતો એક વિચ્છિન્ન માનવી હતો. તું આ પૃથ્વી પરનો કોઈ જ નહોતો... ગૌર ભૌમિક, મારા ઉપરીએ મને 'બાસ્ટર્ડ'ની ગાળ ન આપી હોત તો ઓછો નોકરી મૂકી દેત? અને નોકરી મૂકી દીધી ન હોત તો હું નવરો નવરો રમત રમતમાં તારા ઉપર અરીસામાંથી સૂર્યકિરણ ફેંકવાનો હતો? જો, આ બધું જ એક રહસ્યમય સૂત્રે ગૂંથાયેલું છે. આ માટે તું કોને જવાબદાર ગણીશ? મારા આ બન્ને હાથ આ મુક્ત આકાશ સામે ઊંચા કરીને કહું છું કે હું ગુનેગાર નથી. અને માથું નમાવીને હું જાતે જ સ્વીકારું છું કે આ બધા માટે જવાબ-દાર હું પોતે જ છું. તું કોને ગુનેગાર ગણીશ? રાત્રે ઊંઘમાં અવારનવાર હું બોલી ઊઠું છું — 'શ્યામ!' અને પછી હું જ ઉત્તર આપું છું કે — 'આ...વ્યો.' મારી જાત સાથે મારે હજુ પૂરેપૂરું સમાધાન નથી થયું. હજુયે મારામાં કોઈ અજ્ઞાત શ્યામનું અસ્તિત્વ છે.... ના, આ પૃથ્વી હજુ થવી જોઈએ એવી સુંદર નથી થઈ. છતાં હું એની રાહમાં જ છું... તું અવતરજે, ફરી એક વાર આ ધરતી પર અવતાર લે. અમારી પાસે પાછો ફર...'

ઘણી વાર સુધી જુદે જુદે રસ્તે, ચિત્રવિચિત્ર વાટે ભમતો ભટકતો રહ્યો શ્યામ. ક્યારેક એના માથામાં તો ક્યારેક વળી એના હૈયામાં ભમરાના ગણગણાટ જેવો મોટરસાઇકલનો દૂર દૂરથી આવતો અવાજ સંભળાતો હતો. એ પોતાની જાતને ઉદ્દેશીને કહ્યે જતો હતો —'તું પણ...તું પણ... મોટરસાઇકલ ઉપર દોડતા વિચ્છિન્ન માનવી જેવો છો. તું આ ધરતી પરનો કોઈ જ નથી.. '

પરંતુ ના, એમ નથી. શ્યામ જાણે છે કે પોતે શ્યામ ચક્રવર્તી છે. પિતાનું નામ કમલાક્ષ ચક્રવર્તી. વિક્રમપુરની બનીખાડા એનું ગામ છે. પોતે સેન્ટ ઍન્ડ મિલરમાં છોટા સાહેબ હતો. આ બધા પરિચયોથી એ વીંટળાયેલો છે ને છતાં પોતે કોણ છે એની એને ખબર નથી! અથવા પોતે કેવો છે તે એ જાણતો જ નથી!

## 14

એનું તાળવું સુકાતું હતું. નહીં જેવા માથાના દુખાવાની અને થોડીક તરસની એને ખબર પડતી હતી. એને તાવ આવે છે. બપોરે નાહતી વખતે એને ટાઢ ચડી, શરીર ધ્રૂજવા માંડેલું છતાં એને થતું હતું કે હજુયે એનું શરીર પૂરતું શીતળ થયું નથી. એના શરીરે મેલ પણ ઘણો ચડ્યો હતો. ટુવાલથી આખું શરીર ઘસી ઘસીને સાફ કરવા એણે મહેનત કરી હતી ને પછી બહોળા પાણીથી છૂટથી એ નાહ્યો હતો. એના તેલમાલિશ વિનાના સુક્કા શરીર પર ઠેકઠેકાણે ચામડી તરડાઈ ગઈ હતી ને ચીરા પડ્યા હતા. એ બધે સ્થળે ઠંડા પાણીનો સ્પર્શ થતાં એનું શરીર ધ્રૂજી ઊઠ્યું હતું. એના કાન ઠરી જતા હતા. ઠંડીથી માથું દુખવા લાગતું. દાંત કળવા લાગતા. આમ છતાં એ મોડે સુધી નાહતો રહ્યો. ને પછી ચાદર વીંટાળી હોટેલમાં જવા નીકળ્યો ત્યારે થર થર ધ્રૂજતો હતો. એની આંખો બળું બળું થતી હતી. એને થતું હતું જાણે શરીર હજુયે બરાબર સાફ નથી થયું, હજુયે મેલથી ભર્યું છે. એણે હજુ પણ વધુ નાહવાની જરૂર છે.

ભાતનો પહેલો કોળિયો મોંમાં મૂકતાં જ એને ધ્રુજારી ઊપડી. અંદરથી વાવાઝોડાની જેમ ઊબકા આવવા લાગ્યા. ટેબલ પરની ચિનાઈ માટીની પ્લેટ પર ઝૂકી એ બેઠો હતો. કોઈ એની સામે જુએ એ પહેલાં જ એણે રૂમાલ વડે મોં ઢાંકી દીધું અને પછી હાથમોં ધોઈ એ ઊભો થઈ ગયો. બહાર નીકળી ગયો. અસ્પષ્ટ સાદે એણે મૅનેજરને જણાવ્યું કે મારું ખાવાનું કૂતરાને નાખી દેજો.

—'કેમ શું થયું?'

—'શરીર બરાબર નથી.'

બહાર આવી પાનવાળાને ત્યાંથી મસાલા-લીંબુવાળી સોડા પીધી. બે ગોળી માથાના દુખાવાની લીધી. જીભને કોઈ સ્વાદની ખબર પડતી નહોતી. તાવથી શરીર ધમધમી ઊઠ્યું હતું. કદાચ મોટી લાંબી માંદગી આવશે. ઘણા દિવસથી એણે શરીર તરફ જોયું જ નથી. એને અન્યમનસ્ક રાખી એના શરીરે લાંબા ખાટલાની તૈયારી કરી છે, કોણ જાણે હવે કદાચ એને લાંબા સમય સુધી ઘરે યા હોસ્પિટલમાં પથારીમાં રહેવું પડશે.

એ ધીરે ધીરે ચાલતો હતો. અકારણ એને થતું હતું કે લાંબી પથારીએ પડતાં પહેલાં એણે કંઈક કામ કરવાનું બાકી છે, શરીર ધ્રૂજે છે, મનમાં પણ જાણે દોડાદોડ મચી રહી છે, જાણે વરસાદ આવે છે, વરસાદ આવે એ પહેલાં આંગણામાં સુકાતાં કપડાં લઈ લેવાં પડશે અથવા ટ્રેન ઊપડવાની સીટી વાગે છે. હવે સમય નથી. ગાડી ઊપડે તે પહેલાં વળાવવા આવેલાઓ સાથે જરૂરી વાત કરી લેવાની છે. મારા ઘરનું ધ્યાન રાખજો. મારા પાળેલા પોપટને ખાવાનું નીરતા રહેજો. એને માટે પાણી મૂકવાની વાત ભૂલશો નહીં. જોજો, કોઈ એને ઉપાડી ન જાય. હું પાછો વળું તે પહેલાં મારાં કોઈ સ્વજન અહીંથી ચિરવિદાય ન લઈ લે. મારી સુંદર મજાની વાડીને કોઈ વેડી ન નાખે. ઢોરઢાંખર એમાં પ્રવેશીને એને હતી ન હતી કરી ન નાખે. મારા રોપેલા છોડ વૈશાખી વાવાઝોડાનો શિકાર ન થઈ જાય!

આવું બધું નિરર્થક એ લવી ગયો. એને બરાબર સમજાતું નથી કે એને શું થાય છે. પરંતુ મનમાં થાય છે કે એણે કોઈને આવી ભલામણ કરવાની છે. કોને? આ વાત એ વિચાર્યા છતાં વિચારી ન શક્યો. એની ચારે બાજુ ફૂલાવેલા ફુગ્ગા જેવાં શૂન્યગર્ભ માનવખોળિયાં હરેફરે છે. એ બધાં એને એકદમ અપરિચિત છે. એમાંના જ કોઈને શું એણે ભલામણ કરવાની છે?

'ના,' શ્યામે માથું ધુણાવ્યું—'ના.'

નમતા બપોરે તડકો જ્યારે પાકા ધાન જેવો સોનલરવણો થયો ત્યારે શ્યામ આવીને પોતાના પરિચિત થાંભલાને અઢેલીને ઊભો રહ્યો. બરાબર કાચના દરવાજાની સામે જ. ધીમે ધીમે એ હાંફવા લાગ્યો. એણે સામે નજર કરી તો એકાએક પેલો કાચ એકદમ ધૂંધળો બની ગયો છે. હવે અંદરનું કંઈ જ દેખાતું નથી. એ ઉદાસ બની ગયો. આ લોકો કામકાજના ચોર બની ગયા જણાય છે. કાચ

રોજ સાફ થવો જ જોઈએ. એને મનમાં થયું અંદર જઈને મૅનેજરને કહું કે તમારા બારણા ઉપરનો કાચ એકદમ મેલો થઈ ગયો છે એને સાફ કરાવો.

છતાં એ ત્યાં ઊભો જ રહ્યો. એ એના સમસ્ત અંતરથી—મનથી પેલા કાચની અસ્વચ્છતા દૂર કરવા મથતો હતો.

એની ચારે બાજુ નકામા પડછાયા જેવા લોકો આવ-જા કરી રહ્યા હતા. કોઈને ગંધ પણ નહોતી આવતી કે આ અપરિચિત રસ્તાઓ, મકાનોને પાર કરીને માયાવી હરણાં એક પછી એક ત્યાં દોડતાં આવી રહ્યાં છે. એમની ખરી-ઓનો મૃદુ અવાજ સંભળાય છે. અને શ્યામના શરીરમાં મેઘ ગર્જે છે. વરસાદ આવે છે અને એ વર્ષાના નીરની જેમ એના હૈયામાં હેત છલકે છે. બહુ આઘેના એક પુલ પરથી એક કાળી રેલગાડી ભક્ ભક્ કરતી ચાલી જાય છે.

શ્યામને સ્પષ્ટ દેખાતું નહોતું. એને મનમાં થતું હતું જાણે ભીડમાંથી એક બહુ લાંબો, કાળા ચહેરાવાળો માણસ એની સામે આવીને ઊભો છે, એના ચહેરા પર ભારોભાર ક્રૂરતા જણાય છે. એ બહુ નિર્દય લાગે છે, ને શ્યામ ચોંકી ઊઠે છે — 'મીનુ કે?'

પેલો ચહેરો એકીટશે એને તાકી રહે છે, એ માણસના હોઠ ફફડે છે — જાણે એ કંઈક કહે છે. શ્યામને સ્પષ્ટ કંઈ જ સમજાતું નથી. એને થાય છે જાણે મીનુ એને પૂછી રહી છે કે — 'તું કોણ છો? તારે શું જોઈએ છે?'

— 'હું? મારે?' શ્યામે મહામહેનતે કહ્યું — 'મીનુ, હું શ્યામ! શ્યામ ચક્રવર્તી. બનીખાડાના કમલાક્ષ ચક્રવર્તીનો દીકરો... અને તું મીનુ — નારાયણ ગંજવાળી મીનુ...ખરુંને?'

કાચના દરવાજાને આવરતી એ વ્યક્તિ ઊભી હતી. એ પડછંદકાય જણાતી હતી. એના હોઠ પાછા ફફડયા. શ્યામને થયું જાણે મીનુ એને કહે છે કે — 'હું તને નથી ઓળખતી.' ને વળતી પળે જ એના જમણા હાથમાં લોઢાના પંચ જેવું — હોકલી જેવું દેખાતું કંઈક દેખાયું. વીજળીની ઝડપે એ હાથ વીંઝાયો, અસહાય શ્યામે એમાંથી ઊગરવા પ્રયત્ન ન કર્યો. એને ક્યાં વાગ્યું એની પણ એને ખબર ન પડી. માત્ર એટલું જ સમજાયું કે સુંવાળા થાંભલાને અઢેલીને ઊભેલો પોતે ધીરે ધીરે અવશ થતો ફૂટપાથ પર ઢળી રહ્યો છે. તે પછી એણે ફરી ઊઠીને બેસવાની મહેનત કરી તો એની નજરે થાંભલા જેવા પગવાળો એક માણસ છાતી કાઢીને એની સામે ઊભેલો દેખાયો. એ જરાક ઊભો થયો ન થયો ત્યાં પેલા જાડા પગના હોકીબૂટની એક જોરની લાત એના પેટમાં વાગી.

પળવારમાં એના શરીરમાંથી જાણે ઊલટીનાં પૂર ઊમટ્યાં. એની સ્વાદવિહોણી જીભ પરથી ખાટાતીખા પાણીનો ધોધ છૂટ્યો. ઘણા દિવસથી ઊલટીનો એ ધોધ એના શરીરમાં — એના પેટમાં સમાયેલો હતો. એ ફરી એક વાર ઊભો થવા મથ્યો, પણ એને ઊઠવું ન પડ્યું. પેલા માણસે ડાબા હાથે એના ગળામાંની ચાદર ખેંચી આંચકો મારીને ઊભો કરી દીધો. ફરી પેલાનો જમણો હાથ અવકાશમાંથી એના પર વીંઝાયો. શ્યામ આછું હસ્યો. એણે એ હાથને વારવા પ્રયત્ન ન કર્યો. એનો જમદૂત હાથ શ્યામ ઉપર પડ્યો. એનું માથું એક બાજુ ઢળી ગયું. ઝણણણ્ કરતું પાછળના થાંભલા સાથે ભટકાયું. અજબ જેવું! શ્યામને એ બહુ સારું લાગ્યું. ઢળી પડતાં પડતાં એણે પેલાનો ચાદર પકડેલો હાથ પકડી કહ્યું — 'મને મારે છે શા માટે મીનુ! હું અહીં આવીને લીલા સામે ઊભો રહ્યો છું તે માટે? કે પછી ઘણા દિવસ પહેલાં એક જણ ઉપર મેં અરીસા વાટે સૂર્યકિરણો ફેંક્યાં હતાં તે ગુના બદલ? ભલે ને ગમે તે કારણે હો... પણ તું થંભી ન જતી મીનુ... શાબાશ!'

એણે સાંભળ્યું મીનુ કહેતી હતી — 'સાલા સૂવરના બચ્ચા! અધમ, અજન્મા...'

'ના,' શ્યામે માથું હલાવ્યું, 'હું શ્યામ ચક્રવર્તી, કમલાક્ષ ચક્રવર્તીનો દીકરો– વિક્રમપુર બનીખાડા મારું ગામ.'

અને શ્યામને દેખાયું નાનું તળાવ. ઘાટ નજીક જતાં એને દેખાયું શેવાળ-છાયું તળાવ. ઘાટ પર જતો રસ્તો રતુંબડાં વૃક્ષો અને કૂવાકિનારા પરની સીતાફળીનાં વૃક્ષોની આસપાસ ઊડતા ઝગમગ કરતા આગિયા અને એ ઘોર અંધકારમાં ઓશરીમાં નાનું એવું ફાનસ – એના અજવાળામાં બેઠેલાં પોતાનાં બા. સહસા બીજમંત્ર વીસરી એમણે મીઠા કંઠે સાદ દીધો...'મનુ...ઓ મનુ...ઓ ...રે...મારા...મનુ...'

ચારે બાજુએ લોકો ઝપાટાબંધ આવ-જા કરી રહ્યા છે. લાંબા કાળા ચહેરાવાળી મીનુ શ્યામને ધમકાવે છે. મીનુ શું કહે છે તે સમજ્યા વિના જ શ્યામ માથું હલાવી — બધું બરાબર છે — બરાબર છે એવો ભાવ દર્શાવવા મથ્યો.

મીનુએ કોઈને કંઈ કહ્યુ-પૂછ્યું નહીં. ચુપચાપ એક છેલ્લી નજર શ્યામ તરફ કરી એ ભીડમાંથી મારગ કરી ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઈ.

મીનુના હાથમાંથી મુક્તિ મેળવીને ફરી પાછું શ્યામનું શરીર ધરતી પર ઢળી રહ્યું હતું. મીનુએ એને શા માટે માર્યું તે એને સમજાયું નહીં, એ સમજવાની

એને જરૂર પણ નહોતી. એનું શરીર તાવે ધખધખતું હતું. કોઈ વ્યથા-વેદનાનું એને ભાન નહોતું. એને માત્ર ઊંઘી જવાનું મન હતું. એણે નિહાળીને જોયું તો અનેક અપરિચિત લોકો એને ઘેરી વળ્યા હતા. એ બબડયો – 'દૂર જાવ, દૂર જાવ, આ બારણા આડેથી દૂર થાવ!'

જોવા જેવું હતું કે ભીડને ભેદીને પણ એની આંખો કાચનું બારણું જોઈ શકતી હતી. લીલા છાયાની જેમ કાચ સરસું મોં રાખી ઊભી છે. શ્યામને સ્પષ્ટ થયું કે લીલા એની વાટ જોતી જ ઊભી છે. આજે એણે શ્યામને પ્રિય એવા વાસંતી રંગની સાડી પહેરી હતી. એની આંખો શાંત પણ વિષાદમય હતી. એના આખા શરીરમાં માતૃત્વ પામતા પહેલાંની નમ્રતા ઊપસી આવતી હતી. દબાયેલા રુદનભારે એના હોઠ ધ્રૂજે છે – 'શા માટે આવો નિષ્ઠુર થયો છો તું? આ શ્યામે તો કદીયે મારું કંઈ જ બગાડયું નથી...'

અને એકાએક શ્યામના હૈયામાં ફરીથી મેઘ ગાજી ઊઠે છે. એ ચોંકી ઊઠયો. જાણે હરણાંનાં ટોળેટોળાં દોડાદોડ કરી રહ્યાં છે...ને પછી માત્ર હરણાં... ને હરણાં જ, ભોળાં ને નિર્દોષ આંખોવાળાં સોહામણાં હરણાં દશે દિશામાંથી દોડતાં આવે છે. ચોમાસુ બપોરના એક અજાણ્યા રેલવે પુલ પરથી એક કાળી રેલ-ગાડી પસાર થઈ રહી છે... વરસાદનાં નીર જોઈ એનું હૈયું છલકી ઊઠે છે.

ધૂંધળી આંખે શ્યામ લોકોની એ ભીડમાં એકાદ પરિચિત મોં જોવા ફાંફાં મારે છે — મથતો રહે છે — 'અરે ઓ સોનાકાકા! એ ગંગાફઈ! માનુમામા! હું મનુ, તમારો મનુ. આ ધરતી પર જન્મ પામવું અતિ દુઃખદાયી છે. છતાં જુઓ તમારા માટે જ હું ફરી જન્મ લઈ રહ્યો છું... ભોળોભાળા — પ્રેમ-માયા-મમતા કેવાં પીડાદાયી છે તે મારી બા જાણે છે, છતાં મેં એ પીડા વહોરી લીધી છે. ...હવે નિકટના ભવિષ્યમાં – બહુ જલદી હું આવું છું. આ વસુંધરા ઉપર બહુ સારા દિવસો — ઊજળા દિવસો લઈ ને આવી રહ્યો છું... તમે થોડા થોભી જજો...'

અને અત્યંત મમતાથી, બહુ પ્રેમપૂર્વક શ્યામે પોતાનું મોં ધરતી માતાની ગોદમાં છુપાવી દીધું. એ ધરતી પર ઢળી પડયો.